૭૯૯૩

શ્રી

# जैन ज्ञान प्रकाश

## ભાગ ૧ લો.

છપાવી પ્રસિદ્ધ કરનાર
સાણંદ સ્થાનક વાસી જૈનશાળા તરફથી
શા. ત્રીભોવનદાસ રૂગનાથદાસ
તથા
શા. રાજપાલ રાઘવજી.

( આવૃત્તિ ૧ લી. )

સંવત ૧૯૫૫ કારતક સુદ ૧ થોમે. સન ૧૮૯૮
અમદાવાદ
યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ.

કિમ્મત દશ આના.

# અનુક્રમણિકા.



## અગત્યની સૂચના.

७०९३

॥ श्री जिनवरेंद्राय नमः ॥

श्री

# जैन ज्ञान प्रकाश.

## भाग १ लो.

---

तत्र प्रथम मंगलाचरणरुप, नौकार मंत्र प्रारंभः

ॐ

नमि ऊण असुर सुर, गरुल भुयंग,

परिवंदिय गय कीलेसें, अरिहे सिद्धा,

आयरिय उवझाए, सव्वं साहुएः ॥

અત્ર દ્વીતિયાંગ શ્રી સૂયડાંગ સુત્રના પ્રથમ શ્રુતસ્કંધનું વીરસ્તુતિ નામે છઠુ અધ્યયન મૂળ પાઠ ( પુચ્છિસ્સુણં ) પ્રારંભિયે છીએ.

( કાવ્યમ્ )

પુચ્છિસ્સુણં સમણા માહણા ય,
આગારિણોયા પરતિત્થિયા ય ॥
સે કેઇણેગંત હિય ધમ્મમાહુ,
અણેલિસં સાહુસમિખ્ખયાએ ॥ ૧ ॥

કહં ચ નાણં કહ દંસણં સે,
સીલં કહં નાયસુઅસ્સ આસી ॥
જાણાસિણં ભિખ્ખુ જહાતહેણં,
અહાસુયં બ્રુહિ જહાણિસંતં ॥ ૨ ॥
ખેયન્ને સે કુસલે મહેસી,
અણંતનાણી ય અણંતદંસી ॥
જસસ્સિણો ચખ્ખુપહટ્ઠિયસ્સ,
જાણાહિ ધમ્મં ચ ધિઈં ચ પેહી ॥ ૩ ॥
ઉડ્ઢં અહેયં તિરિયં દિસાસુ,
તસા ય જે થાવર જેહ પાણા ॥
સે ણિચ્ચણિચ્ચેહિં સમિખ્ખ પન્ને,
દીવેવ ધમ્મં સમિયં ઉદાહુ ॥ ૪ ॥
સે સવ્વદંસી અભિભૂયનાણી,
ણિરામગંધે ધિઈમં ઠિયપ્પા ॥
અણુત્તરે સવ્વ જગંસિ વિજ્જં,
ગંથા અતીતે અભયે અણાઉ ॥ ૫ ॥
સે ભૂઈપન્ને અણિએઅચારી,
ઓહંતરે ધીરે અણંતચખ્ખુ ॥
અણુત્તરે તપ્પઈ સૂરિએવા,
વઈરોયણિંદેવ તમં પગાસે ॥ ૬ ॥

અણુત્તરં ધમ્મમિણં જિણાણં,
ણેયા મુણિ કાસવ આસુપન્ને ॥
ઇંદેવ દેવાણ મહાણુભાવે,
સહસ્સણેતા દિવિણં વિસિટ્ઠે ॥ ૭ ॥
સે પન્નયા અખ્ખય સાગરેવા,
મહોદહિવાવિ અણંતપારે ॥
અણાઇલેયા અકસાઈ ભિખ્ખૂ,
સક્કેવ દેવાહિવઈ જ્જુઇમં ॥ ૮ ॥
સે વારિએણં પડિપુન્ન વિરિએ,
સુદંસણેવા ણગ સવ્વ સેટ્ઠે ॥
સુરાલએવાસિ મુદાગરે સે,
વિરાયએ અણેગગુણોવવેએ ॥ ૯ ॥
સયંસહસ્સાણઉ જોયણાણં,
તિકંડગે પંડગ વેજયંતે ॥
સે જોયણે ણવણવઈ સહસ્સે,
ઉદ્ધુસ્સિતો હેટ્ઠ સહસ્સમેગં ॥ ૧૦ ॥
પુટ્ઠે ણભે ચિટ્ઠઇ ભૂમિવટ્ઠિએ,
જં સૂરિયા અણુપરિવટ્ટયંતિ ॥
સે હેમવન્ને બહુ નંદણે ય,
જંસી રઈ વેદયંતિ મહિંદા ॥ ૧૧ ॥

સે પવ્વએ સદ્દ મહપ્પગાસે,
વિરાયઇ કંચણમટ્ઠવન્ને ॥
અણુત્તરે ગિરિસુ ય પવ્વદુગ્ગે,
ગિરિવરે સે જાલએવ ભોમે ॥ ૧૨ ॥
મહીઇ મજ્ઝંમિ ઠિએ ણગિંદે,
પન્નાયતે સૂરિય સુદ્ધલેસે ॥
એવં સિરિંએઉ સ ભૂરિવન્ને,
મણોરમે જોયઇ અચ્ચિમાલી ॥ ૧૩ ॥
સુદંસણસ્સેવ, જસો ગિરિસ્સ,
પવુચ્ચઇ મહતો પવ્વયસ્સ ॥
એતોવમે સમણે નાયપુત્તે,
જાઇ જસો દંસણ નાણ સીલે ॥ ૧૪ ॥
ગિરિવરેવા નિસહો યયાણં,
રૂયએવ સેટ્ઠે વલયાયતાણં ॥
તઓવમે સે જગભૂઇપન્ને,
મુણીણ મજ્ઝે તમુદાહુ પન્ને ॥ ૧૫ ॥
અણુત્તરં ધમ્મમુઇરઇત્તા,
અણુત્તરં ઝાણવરં ઝિયાઇ ॥
સુસુક્કસુક્કં અપગંડસુક્કં
સંખિંદુવેગંતગદાત સુક્કં, ॥ ૧૬ ॥

અણુત્તરગ્ગં પરમં મહેસી,
અસેસકમ્મં સ વિસોહઇત્તા ॥
સિદ્ધિંગઇ સાઇમણંતપત્તે,
નાણેણ સીલેણ ય દંસણેણ ॥ ૧૭ ॥
રૂખ્ખેસુ ણાએ જહ સામલીવા,
જસ્સિં રઈં વેદયંતિ સુવન્ના ॥
વણેસુવા નંદણ–માહુ સેટ્ઠં,
નાણેણ સીલેણ ય ભઇપન્ને ॥ ૧૮ ॥
થ... યંવ સદ્દાણ અણુતરેઉ,
ચ...ના તારાણ મહાણુભાવે ॥
ગંધેસુવા ચંદણ માહુ સેટ્ઠં,
એવં મુણીણં અપડિન્ન–માહુ ॥ ૧૯ ॥
જહા સયંભૂ ઉદહીણ સેટ્ઠે,
નાગેસુવા ધરણિંદ—માહુ સેટ્ઠં ॥
ખોઉદએ વા રસ વેજ્જયંતે,
તવોવહાણે મુણિ વેજ્જયંતે ॥ ૨૦ ॥
હત્થિસુ એરાવણ—માહુણાએ,
સીહો મિયાણં સલિલાણ ગંગા
પખ્ખિસુવા ગેરૂલે વેણુદેવે,
નિવ્વાણવાદીણિહ ણાયપુત્તે ॥ ૨૧ ॥

જોહેસુ ણાએ જહ વિસસેણે,
પુપ્ફેસુવા જહ અરવિંદ—માહુ ॥
ખત્તીણ સેઠે જહ દંતવક્કે,
ઇસીણ સેઠે તહવદ્ધ માણે ॥ ૨૨ ॥
દાણાણ સેઠં અભયપ્પયાણં,
સચ્ચેસુવા અણુવજ્જં વયંતિ ॥
તવેસુવા ઉત્તમ બંભચેરં,
લોગુત્તમે સમણે નાયપુત્તે ॥ ૨૩ ॥
ઠિઇણ સેઠા લવસત્તમાવા,
સભા સુહમ્માવ સભાણ સેઠા ॥
ણિવ્વાણ સેઠા જહ સવ્વધમ્મા,
ણ ણાયપુત્તા પરણત્થિ નાણી ॥ ૨૪ ॥
પુઢોવમે ધુણઇ વિગેયગેહે.
ન સણ્ણિહિં કુવ્વઈ આસુપન્ને ॥
તરિતું સમુદ્દં ચ મહાભવોઘં,
અભયંકરે વીર અણંતચખ્ખુ ॥ ૨૫ ॥
કોહં ચ માણં ચ તહેવ માયં.
લોભં ચઉત્થં અજ્ઝત્થદોસા ॥
એઆણિ વંતા અરહામહેસી,
ણ કુવ્વઇ પાવ ણ કારવેઇ ॥ ૨૬ ॥

કિરિયાકિરિયં વેણઈયાણુવાયં,
અન્નાણિયાણં પડિયચ્ચ ઠાણં ॥
સે સવ્વવાયં ઇતિવેઇત્તા,
ઉવટ્ઠિએ ધમ્મ—સદીહરાયં ॥ ૨૭ ॥
સે વારિયા ઇત્થિ સરાઇભત્તં,
ઉવહાણવં દુખ્ખખયટ્ઠયાએ ॥
લોગં વિદિત્તા આરં પારં ચં,
સવ્વં પભૂ વારિય સવ્વવારં ॥ ૨૮ ॥
સોચ્ચા ય ધમ્મં અરિહંતભાસિયં,
સમાહિયં અત્થપઓપસુદ્ધં ॥
તં સદહાણા ય જણા અણાઉ,
ઇંદેવદેવાહિવાગમિસ્સંતિ—ત્તિબેમિ॥૨૯॥

॥ इतिश्री वीरस्तुति अध्ययन मूळ, पाठ समाप्तम्. ॥

## અથ શ્રી મહાવૈરાગી આદ્ર કુમારના અધ્યયનનો, સંબંધ મેળવવાને સંક્ષેપમાં તેની કથા કહીએ છીએ.

### કથા.

અનાર્ય દેશને વિષે આદ્રક નામે રિદ્ધિ સિદ્ધિએ કરીને ભરપુર, મનને હરણ કરે તેવી નગરી હતી. તેને. વિષે આદ્રક નામે રાજા રાજ કરતો હતો; તેને ગુણસુંદરી નામે પટરાણી હતી. તે રૂપ અને શિયળ ગુણે કરી ભરપુર, ચોસઠ કળાની જાણ હતી, તે ગુણસુંદરી નામે રાણીને આદ્રક રાજા સાથે સંસારિક સુખ ભોગવતાં, પુત્ર જનમ્યો. તે પુત્રનો બારે દિવસે કુટુંબ મહોછવ કરી, માતા પીતાએ આદ્રકુમાર એવું નામ ધારણ કર્યું. તે કુમાર આઠ વર્ષનો થયો ત્યારે માતા પીતાએ નિશાળે ભણવા મુકયો, અને તે થોડા દિવસમાં ભણી ગણી બહોતેર કળાનો જાણ થયો. અને પછી સોળ વર્ષનો થયો ત્યારે માતા પીતાએ કોઈ કુળવાન સ્ત્રિ સાથે તેનું લગ્ન કીધું. એક દિવસના સમયે તે આદ્રક નગરીના વહેપારી કરિઆણુ ભરી દેશાવર વેપાર કરવા નિકળ્યા. તેઓ ગામ તથા નગર ફરતાં ફરતાં, મગધ દેશ રાજગરી નામે નગરીએ આવ્યા. તે નગરીને વિષે શરણિક નામે રાજા રાજ કરતો હતો. તેને અભયકુમાર નામે પુત્ર ચાર બુદ્ધિનો નિધાન, જૈનધર્મને વિષે મહા દ્રઢ પ્રણામી હતો. તે, શરણિક રાજાની સાથે સભામાં એક દિવસે બેઠો હતો; તે વખતે આદ્રક નામે નગરીના વહેપારીએ સભામાં આવી, શરણિક રાજાને ભેટણું મુકયુ. તે વારે અભયકુમારે તે દેશના ખેમકુશળ પુછતાં, તેણે આદ્રક નામે નગરીના વર્ણવની સાથે, આદ્રકુમારનો વર્ણવ કહેવા લાગ્યા કે, અમારા રાજકુમાર

આપના જેવા ગુણવાન, રૂપ કળાએ કરીને ભરપુર, ને વીચિક્ષણ છે. તે સાંભળી અભયકુમારે કહ્યું કે, તમો જ્યારે તમારા દેશમાં જાઓ, ત્યારે મને મળીને જજો. છેવટે વેહેપારી દેશમાં જતી વખતે અભયકુમારની પાસે આવ્યા, તેવારે અભયકુમારે ખુશી ખબરનો એક પત્ર લખીને વહેપારીને આપ્યો. તેની અંદર લખ્યું કે, હું તમને મળવાને ઘણો જ આતુરછું, આપના કોમળ હસ્તનો પત્ર વાંચવાને સદા ઈચ્છા રાખુછું, માટે આપની તરફના ખુશી ખબર નીરંતર લખી સંતોષ પમાડશો. એ પ્રમાણે પત્ર વહેપારી લઇને, પોતાના દેશમાં જઈ આદ્રકુમારને આપ્યો, તે પત્ર આદ્રકુમારે વાંચી તેને મળવા જેટલો હર્ષ થયો, અને તે વેહેપારીને કહ્યું કે, ભાઈ તમો ફરીને તે દેશમાં જાઓ ત્યારે મને મળજો, તેમ કહી વહેપારીને રજા આપી. ત્યાર પછી આદ્રકુમાર પોતાના મનને વિષે વિચાર કરવા લાગ્યો કે, આવા ગુણવંત પુરૂષને હું કયારે મળુ! અને તેને સારામાં સારી વસ્તુ હું શું મોકલું? એમ વિચાર કરી, બહુમુલા આભ્રણાદિક, એક ડબામાં પેક કરી તેના ઉપર અભયકુમારનું શીરનામું કરી તે ધાર રાખ્યું. પછી એકદા સમયે તે વેહેપારી કરીયાણુ ભરી જવાની તૈયારી કરી, આદ્રકુમાર પાસે આવ્યા. તે વારે આદ્રકુમારે ખુશી સહિત ભેટણું તથા એક પત્ર લખી અભયકુમાર ઉપર મોકલ્યાં. તે, વહેપારીએ જઇને અભયકુમારને આપ્યાં, તે, લઈ તેણે ખુશીની સાથે અંગીકાર કર્યાં. ત્યાર પછી પોતાના મનને વિષે વિચાર કરવા લાગ્યો કે, હવે હું માહારા વ્હાલા મિત્રને આથી વધુ સારૂ શું મોકલું? તે વખતે પોતાના મનમાં એવો સંકલ્પ ઉઠયો કે, જગતમાં ઘણા માણસો પોતાના

મિત્રને ઘણી સારી ચીજો આપે છે, તેમાં કાંઈ નવાઈ જેવું નથી. તો, દુનિયામાં કોઇએ ન આપી હોય તેવી ચીજ હું મોકલું, તો મારી વડાઈ કહેવાય. પછી વિચાર્યું કે માહારો મિત્ર અનાર્ય દેશમાં હોવાથી જૈન ધર્મ તેની પાસે નથી, માટે તે, જૈન ધર્મ પામે તેવો હું પ્રયત્ન કરૂં. એવું વિચારીને મુહુપત્તિ, ગુચ્છો, પથરણું, આ પ્રમાણે ધર્મના ઉપગ્રહણોને, ઉંચા કિમતી લુગડાઓથી પેક કરી, તેના ઉપર માણસોનો જાપતો રખાવી તે, વહેપારી સાથે અભયકુમારે ભેટણું મોકલ્યું. અને એક પત્ર જુદો લખ્યો, તેમાં લખ્યું માહારા વ્હાલા મિત્ર આદ્રકુમારને માલમ થાય જે, આ મોકલેલી વસ્તુ એકાંત સ્થળે બેશીને ખોલજો. તે, પત્ર તથા ભેટણું વહેપારીઓએ આવી, આદ્રકુમારને આપ્યું. તે લઈ આદ્રકુમારે એકાંત સ્થળે ખોલીને જોતાં, અંદરથી મુહુપતી, ગુચ્છો, પથરણું, જોવાથી વિચાર ઉત્પન્ન થયો કે, આ શી ચીજ હશે? એમ કહી મુહુપતીને, કાને, કોટે, માથે, હાથે સર્વે જગોએ ફેરવી, પણ કોઈ ઠેકાણે તે બંધ બેસતી ન આવવાથી, છેવટે મોઢે બાંધી ત્યાં જ બેસતી આવી, અને શોભવા લાગી. પછી ગુચ્છો લઇને તે જ પ્રમાણે કાને, કોટે, માથે, ધર્યો. છેવટે તેને જમીન સાથે ફેરવતાં પાસે પડેલી રજ દુર થવા લાગી, તેથી પોતે સમજ્યો કે જરૂર આ રજ, તથા જીવજંતુ દુર કરવાનું ઉપગ્રહણ છે. તેવી જ રીતે પથરણાને પણ ઉપર પ્રમાણે વ્યવસ્થા કરી, છેવટે જમીન ઉપર પાથરી તેના ઉપર બેઠો. એ પ્રમાણે ધર્મ ઉપગ્રહણ ધારણ કરવાથી અપૂર્વ વિચાર ઉપન્યો કે, આવો વેષ કોઈ વખત મને સાંભરેછે? અને આવા ઉપગ્રહણ કોઈ વખત મેં ધારણ કરેલાં છે, એમ વિચાર

કરતાં પોતાને જાતી સમરણ જ્ઞાન ઉત્પન્ન થયું. ત્યાંથી તરત જ ઉઠી માતા પીતાની આજ્ઞા લઈ દિક્ષા ધારણ કરી, માહાવિર સ્વામિના સમોસરણ તરફ વિહાર કર્યો. ત્યાં રસ્તામાં આવતાં ગોશાળો મળ્યો તે, આદ્રકુમારને બોલાવીને નિચે પ્રમાણે કહેવા લાગ્યો.

पुराकडं अद्द इमं सुणेह ।
मेगंत यारी समणे पुरासी ॥
से भिक्खुणो उवणेता अणेगे ।
आइक्ख तिण्हिं पुढोवित्थिरेणं ॥ १ ॥

અર્થ:—હવે આર્દ્રકુમારને ગોશાલક બોલાવીને કહે છે કે, ( અદ્દઇમંસુણેહ કે૦ ) ભો આર્દ્રકુમાર! જે હું કહુંછું તે તું સાંભળ. પરાપુર્વે જે જે આ તાહારે તીર્થંકરે કર્યું છે, તે હું કહું છું તે સાંભળ. તે શું કર્યું છે? તો કે એ શ્રમણ ભગવંત મહાવીર પૂર્વે એકાંતચારી વિહાર કરતા હતા. એટલે એકાંતે લોક રહિત એવા પ્રદેશે વિચરતા હતા, અને અનેક પ્રકારનાં ઉગ્ર તપ કરતા હતા, તે હમણાં ઉગ્રતપ આચરવાથકી ભગ્ન થયા થકા મુજને છાડીને એટલે મહારો પરિત્યાગ કરીને, તે સાધુ શિષ્યો એકઠા કરીને અનેક દેવ દેવી, મનુષ્ય અને સ્રીના વૃંદમાંહે બેઠા થકા ધર્મ કહે છે તથા ઘણા શિષ્ય એકઠા કરી તમારા જેવા મુગ્ધ જનને વિપ્રતારવા માટે પૃથક્ પૃથક્ જુદા જુદા વિસ્તારે કરી ધર્મ કહે છે. ૧

साजीविया पठविता थिरेणं ।
सजागन्न गणान्न भिरकु मझे ॥
आइरकमाणो बहुजन्न मह्नं ।
न संधयाती भवरेण पुव्वं ॥ २ ॥

અર્થ—વળી ગોશાલક કહે છે કે, (સાજીવિયાપઠવિતાથિંરે ણં કે૦) અહો આર્દ્રકુમાર ! તાહારે ગુરૂયે ઘણા લોક માંહે બેશી ધર્મ દેશનાનેં મિશેં આ જીવિકા માંડીછે, કેમકે, એકાકી વિચરતાં લોક પરાભવ કરેછે, એવું જાણીનેં, પંક્તિનિમિત્તેં, ઘણો મહોટો પરિવાર કર્યોછે, વલી એ તમારો ગુરૂ કેવોછે, તો કે, અસ્થિર એટલે પ્રથમ આહારી સાથેં એકલો અંત પ્રાંત આહારી શૂન્ય એવા દેવ કુલાદિક સ્થાન કોને વિષે રહેતો હતો, અને તેવો ઉગ્ર આચાર વેલૂના કવલની પેઠ નિઃસ્વાદ જાવ જીવ સુધી કરવાને અશક્ત છે, તે કારણે મહારો સમાગમ મુકીને ઘણા શિષ્યોને વિસતારી એવે ઘટાટોપે વિચરે છે, તે કારણે અસ્થિર છે. તે અસ્થિરપણું દેખાડે છે. સભા જે દેવ અને મનુષ્યની પરખદા માંહે બેઠો અનેક ભિક્ષુના સમુદાય માંહે રહેતો થકો ઘણા લોકને હિતનો કારક, એવો અર્થ કહેતો દેખાય છે, તે કારણે માંહોમાંહે આચાર તેનો સંધિ મલતો નથી, એટલે પ્રથમના આચારમાં અને હમણાના આચારમાં માંહોમાંહે વિરોધ દેખાય છે, તે એ પ્રકારે કે, સિંહાસન, અશોક વૃક્ષ, ભામંડલ, છત્ર, ચામરાદિક મંડાણ જો મોક્ષનું અંગ હોય તો, પ્રથમ જે ઉગ્રક્રિયા એણે કીધી તે તો નિઃકેવલ કલેશ ભણી જ કીધી, અથવા જો તે ક્રિયા કર્મ નિર્જરવાનું કારણ હતી, તો હમણાની ક્રિયા પણ બીજાને વિપ્ર તા

રવાને અર્થે, પાખંડરૂપ જાણીયે છેયે. વલી પ્રથમ તો મોનપણું રૂડું જાણીને અંગીકાર કર્યું હતું, ત્યારે હમણા ધર્મ દેશના આ પવાનું શું કામ છે? જો ધર્મદેશના દેવી, એ રૂડું છે તો પહેલાં મોનપણું આદર્યું હતું તે અત્યંત અયોગ્ય છે. ૨

एगंत्तमेवं अडुवा विइएिंह ।
दोवग्ग मन्नं न संमेति जम्हा ॥
पुव्विं च इएिंह च अणागतं वा ।
एगं तमेवं पडि संधयाति ॥ २ ॥

અર્થ—વલી ગોશાલક કહે છે. કે, અહો આર્દ્ર કુમાર! ( એગંતમેવં કે૦ ) જો એકાંત વિચરવું જ રૂડું છે, એવું જાણીને તાહરે ગુરૂએ આદર્યું હતું, તો સદૈવ તેનો જ અંગીકાર કરવો હતો, અથવા હમણાં અનેક સાધુના પરિવારે પરવર્યો થકો જો સાધુપદનું માન છે તો, પ્રથમ થકી જ એ આચાર કેમ ન આ દર્યો? માટે એ બેહુ આચાર, છાયાની અને તડકાની પેઠે માંહો માંહે મલતા નથી, તથા જો મોનપણાને વિષે ધર્મ છે તો એ, ધર્મ દેશના શા માટે આપે છે? અથવા જો ધર્મદેશનાને વિષે જ ધર્મ છે, તો મોન વ્રત આદરવાનું શું કારણ હતું? તે કારણ માટે તાહરો ગુરૂ અત્યંત વિરૂદ્ધાચારી દેખાય છે. એવાં વચન ગોશાલકનાં સાંભલીને હવે ગાથાના ઉત્તરાર્દ્ધવડે આર્દ્ર કુમાર, તે ગોશાલકને ઉત્તર આપે છે. પૂર્વ કાલે જે મોનપણું અને એક ચર્યા, શ્રી મહાવીર દેવે આદરી હતી તે છદ્મસ્થપણા થકી ઘા તિયાં ચાર કર્મનો ક્ષય કરવાને અર્થે જાણવી; અને હમણાં જે

અનેક લોક આગલ ધર્મનું પ્રકાશવું કરે છે, તે વલી અઘાતિયાં ચાર કર્મની શુભ પ્રકૃતિ ખપાવવાને અર્થે જાણવું. એ કારણે પ્રથમ તથા હુમણાં તથા અનાગત એટલે આગમિક કાલે રાગ દ્વેષને અભાવે, એકત્વપણું જ સંભાવિયે છીયે. તેથી એના પ્રથમના અને પાછલના આચારનો કાંઈ ભેદ નથી, માટે જે તાહરા મનથી પૂર્વાપર આચારનો વિરોધ જણાય છે તે ખોટો જાણવો, તું જોતો નથી ? કે, એના ધર્મોપદેશે કરી કેટલાએક પ્રાણીઓને ઉપકાર થાય છે કે, નથી થતો ? ૩

समिच्चलोगं तस थावराणं ।
खेमंकरे समणे माहणेवा ॥
आइक्ख माणोवि सहस्स मझे ।
एगंतयं सारयति तहच्चे ॥ ४ ॥

અર્થ—તેહિજ કહે છે (॰સમિચ્ચલોગંતસથાવરાણંકે૦ ) લોક જે ષટ્ દ્રવ્યાત્મક, તેને સમિચ્ચ એટલે કેવલ જ્ઞાને કરી જાણીને, ત્રસ અને સ્થાવર જે પ્રાણીઓ છે, એતાવતા ચોરાશી લક્ષ જીવાયોનિ છે તેને, ક્ષેમના કરનાર, તથા શ્રમણ એટલે બારભેદ તપના કરનાર, તથા કોઈ જીનમે મહણો એવો જેનો ઉદ્દેશ છે તે માહણ અથવા બ્રાહ્મણ એવા જે શ્રી મહાવીર દેવ, તે પ્રાણીઓના હિતને અર્થે રાગદ્વેષ રહિત ધર્મ, મનુષ્યના સહસ્ર મધ્યે પ્રકાશતા છતા તેમજ પૂર્વની પેઠે એકાંતપણું જ સાધે છે. એની પૂર્વની અવસ્થામાં અને હમણાંની અવસ્થામાં કાંઈ પણ અંતર નથી, તથા અર્ચ્ચા એટલે શુકલ ધ્યાનરૂપ જે લેશ્યા, તે છે જેને

એવા, તથા અશોકાદિ અષ્ટ મહાપ્રાતિહાર્ય તેણે યુક્ત છે તો પણ અહંકાર નથી, તથા શરીર સંસ્કાર ભણી યત્ન પણ કરતા નથી, એ કારણ માટે તે ભગવંત અનેક લોકે પરવર્યા થકા પણ, રાગ દ્વેષના અભાવ થકી એકાકી જ જાણવા ઇત્યર્થઃ ૪

धम्मं कहंतस्सउ णत्थि दोसो।
खंतस्स दंतस्स जितिंदियस्स ॥
भासाय दोसेय विवज्जगस्स।
गुणोय भासाय णिसेवगस्स ॥ ५ ॥

અર્થ—હવે રાગ દ્વેષ વિના ધર્મ કહેતાં થકાં કોઇ પ્રકારનો દોષ નથી, એવો ભાવ દેખાડે છે. ( ધમ્મંકહંતસ્સઉણત્થિદોસો કે૦ ) તે ભગવંત, સમસ્ત લોકનો ઉદ્ધાર કરવાને પ્રવર્ત્તમાન છતા, ધર્મ દેશના કરે છે, તેથી તેને દોષ નથી, તે ભગવંત કેવા છે તો કે, ક્ષમાવંત, દમિતેંદ્રિય, એટલે ઇંદ્રિયના દમનહાર, વલી જિયેંદ્રિય, તથા ભાષાના દોષ ટાલનાર, અને ભાષાના ગુણના સેવનાર, એવા ભગવંતે બોલતાં થકાં, પણ તેઓનું મૌનવ્રત પણું જ જાણવું. ૫

महव्वए पंच अणुव्वएय।
तहेव पंचासव संवरेय ॥
विरतिं इह सामणियंमि पन्ने।
लवावसक्की समणे तिबेमि ॥ ६ ॥

અર્થ—હવે શ્રી મહાવીર ભગવંત, કેવો ધર્મ કહે, તે કહે છે. ( મહુવ્વ એ પંચ અણુવ્વ એયકે૦ ) પાંચ માહાવ્રત જે પ્રાણાતિપાત વિરમણાદિક સાધુનો ધર્મ છે, તે કહે, તથા શ્રાવક ઉદ્દેશીને સ્થૂલ પ્રાણાતિપાત વિરમણાદિક, પાંચ અણુવ્રત કહે તેમ જ પાંચ આશ્રવ તે કર્મનેં આવવાનાં સ્થાનક છે, તે કહે તથા પાંચ સંવર તે સત્તર ભેદ યુક્ત સંવર તે કહે, પછી વિરતીનો ઉપદેશ તે સંવરના ધરનારને કહે, વળી ઈહિં એટલે આ પ્રવચનને વિષેં સંપૂર્ણ સંયમને વિષે મૂલ ગુણ તે પાંચ મહાવ્રત રૂપ તથા ઉત્તર ગુણ તે સંવર વિર્તિ રૂપ, તે પ્રજ્ઞાવંત એવા, સ્વામી કહે, વલી તે કેવા છે, તો કે, કર્મના ટાળનાર, તથા શ્રમણ એટલે તપસ્વી, એવા શ્રી મહાવીર દેવ તે લોકના હિતને અર્થે ધર્મ કહેતા થકા આચારવંત જ જાણવા. એમ હું કહું છું. ૬.

सीतदगं सेवउ बीयकायं ।
आहाय कम्मं तह इत्थियाउ ॥
एगंत चारिस्सिह अम्ह धम्मे ।
तवस्सिणो णाभि समेति पावं ॥ ७ ॥

અર્થ:—હવે એવું આર્દ્રકુમારનું પૂર્વોક્ત વચન સાંભળીને, ફરી ગોશાલક કહે છે કે, અહો આર્દ્રકુમાર! તેં એમ કહ્યું જે એ પરહિતભણી પ્રવર્ત્તિને ધર્મ કહેવા થકી દોષ નથી, તથા લોક પરિવારનો પણ દોષ નથી, તો હું કહું છું તે પણ સાંભળ. કે, જે અમારા સિદ્ધાંતમાં કહ્યુ છે તેનો પણ દોષ નથી. તે

શું કહ્યું છે ? તે કહે છે. (સીઓદગંસેવઉબીયકાયંકે૦) સચિતપાણી તેને સેવો, એટલે પાન કરો, તથા બીજ કાયનો ઉપભોગ કરો, તથા આધા કર્મી આહારલ્યો, તેમજ સ્ત્રિનો પ્રસંગ પણ કરો, એટલે પોતાના અને પરના ઉપકારનું કારણ, અને ધર્મનું આધાર એવું જે શરીર તેને અર્થે જે કાંઈ કરિયે, તેમાં દોષ નથી કેમકે, અમારા ધર્મને વિષે પ્રવર્ત્તમાન તથા આરામ ઉદ્યાનાદિકને વિષે એકાકી વિચરતો એવો, કોઈ એક તપસ્વી તેને પાપ લાગે નહીં, જે કારણ માટે યદ્યપિ શીતોદકાદિક કાંઈક કર્મ બંધનું કારણ છે તથાપિ તેનો, ઉપભોગ, ધર્માધાર ભૂત એવું જે શરીર તેને કારણે કરતાં થકાં કાંઈ પણ દોષ નથી ઈતિ ભાવ. ૭

सीतोदगंवा तह बीयकायं ।
आहायकम्मं तह इत्थियाउ ॥
एयाइंजाणं पडिसेवमाणा ।
अगारिणो अस्समणा नवंति ॥ ८ ॥

અર્થ:—હવે વળી આર્દ્રકુમાર કહે છે કે, અહો ગોશાલક ! શીતોદક અને બીજ કાયનો ઉપભોગ કરવો, તથા આધાકર્મી આહાર લેવો, અને સ્ત્રીયાદિકનો પ્રસંગ કરવો, ઈત્યાદિક બોલ જે તેં પૂર્વે કહ્યા, તેના પડી સેવનારા તો આગારી એટલે ગૃહસ્થ જ કહેવાય, પરંતુ એવા શ્રમણ એટલે સાધુ ન હોય. ૮

सियाय बीउदग इत्थियाउ ।
पडिसेवमाणा समणा नवंतु ॥

अगारिणोवि समणा नवंतु ।
सेवंतिन्न तेवि तहप्पगारं ॥ ए ॥

અર્થ:—વળી આર્દ્રકુમાર કહે છે કે, અહો ગોશાલક! તા હારા મત એવો છે જે એકાંતચારી, ક્ષુધા તૃષાદિકના સહન કરનાર, તપસ્વી ન હોય તે કેમ ન હોય?·તેહનો પ્રત્યુતર સાંભળ. (સિયાયબીઉદગઇથિયાઉ કે૦) તે જો કદાચિત્ સચિત બીજ, સચિત પાણી, અને સ્રીયાદિકનો પ્રસંગ તેના, પરિભોગના કરનાર શ્રમણ હોય તો, આગારિ જે ગૃહસ્થ છે તે પણ શ્રમણ થાય. કેમકે, આગારી પણ સચિત બીજ ઉદકાદિકના સેવનાર છે, વળી ધનને અર્થે દેશાંતરને વિષે વિચરે છે, વળી એકલા પણ પરદેશને વિષે ઘણા કાલ પર્યંત રહે છે, તથા ધનાર્થી થકા ક્ષુધા તૃષાદિકનાં કષ્ટ પણ સહન કરે છે, માટે એ રીતે તે પણ તથા પ્રકારનાં એટલે શ્રમણ જેવાં કષ્ટ સહન કરે છે, એ કારણે તે ગૃહસ્થને પણ તપસ્વી જ ગણવા. ૯

जेयावि बीनदगन्नोत्ति न्निरकू, ।
निरक विहंजायति जीवियठी ॥
ते णातिसंजोगमविप्पहाय ।
कायोवगाणंत करान्नवंति ॥१०॥

અર્થ:—વળી પણ આર્દ્રકુમાર કહેછે કે, (જેયાવિબીઉદગભોત્તિભિખ્ખુ કે૦) જે ભિક્ષુક છતાં, બીજ ઉદકના ભોગવનાર, દ્રવ્ય બ્રાહ્મચારી એવા, આજીવિકા ચલાવવાને અર્થે ભિક્ષા મા

ગે, તે જ્ઞાતિ સંયોગ છાંડીને છકાયના મર્દન કરનાર એવા, પોતાની કાયાના રાખનાર એવા, અને કર્મના કરનાર તે, આગમિક કાલે અનંત સંસારી થશે. ૧૦

इमं वयंतं तुमपाउ कुव्वं ।
पावाइणो गरिहसि सव्वएव ॥
पावाइणो पुढो किट्टयंता ।
सयंसये दिट्ठिकरेंति पाउ ॥११॥

અર્થ:—હવે આર્દ્રકુમારનાં એ પૂર્વોક્ત વચન સાંભળીને ગોશાલક બીજો ઉત્તર આપવાને અસમર્થ છતો, અન્ય તીર્થિકોને પોતાનાં સહાયકારી કરીને સોલ્લંઠ એટલે અસાર વચન બોલે છે કે, અહો આર્દ્રકુમાર! ( ઈમં વયંતંતુમપાઉકુવ્વં કે૦ ) તું એવાં પૂર્વોક્ત વચન કહેતો છતો સર્વ પ્રાવાદુક એટલે અન્ય દર્શનીને નિંદે છે જ, કારણ કે આ જગત્ માંહે સર્વ દર્શનીઓ બીજ ઉદકાદિકનું સેવન કરતા થકા, સંસારને છેદવાને અર્થે પ્રવર્ત્તે છે, તો તેને માનિયે નહી ? એવું વચન સાંભળીને આર્દ્રકુમાર તે ગોશાલકને ઉત્તર આપવાને અર્થે બોલ્યો, તે ગાથાના ઉત્તરાર્દ્ધ વડે કહે છે કે, અહો ગોશાલક! સર્વ પ્રાવાદુક એટલે સર્વ દર્શની પોત પોતાની જુદી જુદી દૃષ્ટિયે જુદી જુદી મતિયે પોત પોતાનું દર્શન પ્રગટ કરે છે. જેમ પોત પોતાના દર્શનની સ્થાપના કરે છે, તેમ હું પણ અમારા દર્શનની પ્રભાવના કરૂં છું કે, સચિત પાણી, બીજાદિકના પરિભોગ થકી નિ: કેવલ કર્મનુ બંધન છે, પણ એ થકી સંસારનો ઉછેદ કાંઈ પણ

નથી. એવો અમારા દર્શનનો મત છે, તો અહીં નિંદા પણ શાની? અને ઉત્કર્ષ પણ શાનો? ૧૧

ते अन्नमन्नस्स विगहरमाणा ।
अरकंतिन्न समणामाहणाय ॥
सतोय अज्ञी असतोय सद्धी ।
गरहामोदिढिंण गरहामोकिंचि ॥१२॥

અર્થ:—વળી આર્દ્રકુમાર કહે છે. (તે અન્નમન્નસ્સવિગહર માણા કે૦) એ સમસ્ત પરવાદી પરસ્પર માંહોમાંહે પારકા દર્શનને નિંદે છે, અને પોતાના દર્શનના ગુણ બોલે છે, તે શ્રમણ બ્રાહ્મણ સર્વ પોત પોતાના પક્ષને સમર્થે છે અને પરના પક્ષને દૂષણ આપે છે. તે જ ગાથાના ઉત્તરાર્દ્ધ વડે દેખાડે છે. અમારા પક્ષને અંગીકાર કરવા થકી પુણ્ય છે, અને સ્વર્ગાપવર્ગાદિકનાં સુખ પ્રાપ્ત થાય છે, અને પરના પક્ષને અંગીકાર કરવા થકી પુણ્ય નથી અને પુણ્યને અભાવે સ્વર્ગાપવર્ગાદિકની પ્રાપ્તિ પણ નથી. એ રીતે સર્વ તીર્થિક માંહોમાંહે વ્યાઘાતે પ્રવર્ત્તે છે. તેમ અમે પણ યથાવસ્થિત તત્વનુ કથન કરનારા છૈયે તેણે કરી એકાંત વાદીને અમે કાંઈ ગર્હતા નથી, નિંદતા નથી, કેમકે, સત્ય કહેતાં થકાં કાંઈ પ્રવાદ નથી. ૧૨

णकिंचि रूवेण न्निधारयामो ।
सद्दिढि मग्गं तु करेमि पाउं ॥

मग्गे इमे किट्टिए आरिएहिं ।
अणुत्तरे सप्पुरिसेहिं अंजू ॥१३॥

અર્થઃ—વળી આર્દ્રકુમાર કહે છે કે, અહો ગોશાલક! અમે ( ણકિંચિરૂવેણુભિધારયામો કે૦ ) કોઈ પણ શ્રમણ બ્રાહ્મણને રૂવેણ એટલે દુર્ગંછનિક એવા અંગોપાંગને ઉઘાડવે, અથવા જાતિના દોષને અભિધારયામો એટલે પ્રગટ કરીને નિંદવા નથી, કિંતુ સ્વદૃષ્ટિમાર્ગ એટલે પોતાનું શાસન પ્રગટ કરિયે છૈયે, અથવા તેઓના માર્ગનું સ્વરૂપ કહિયે છેયે, વળી જે વિધિયે તે પોતાના માર્ગની સ્થિતી કહે છે કે, બ્રહ્માલૂનશિરાઃ ઈત્યાદિક તે અમે પણ સાંભળીયે છેયે, પરંતુ અમે કોઇનો અપવાદ બોલતા નથી. હવે આર્દ્રકુમાર, ગાથાના ઉત્તરાર્દ્ધવડે પોતાના દર્શનનું સ્વરૂપ કહે છે. એ માર્ગ જે સમ્યક્ દર્શનાદિક છે, તે આર્ય એવા જે શ્રી સર્વજ્ઞ દેવ તેણે કહ્યો. તે માર્ગ કેવો છે તો કે, એ માર્ગ અનુત્તર એટલે એના સરખો બીજો કોઈ પણ માર્ગ જગત્માંહે નથી, વળી તે સર્વજ્ઞ કેવા છે તો કે સત્ય પુરૂષ ચોત્રીશ અતિશયે કરી બિરાજમાન, એવા પ્રધાન પુરૂષ જગત્માંહે બીજા કોઈ નથી, તે કારણે સત્ય પુરૂષ કહેવાય છે, વળી એ માર્ગ કેવો છે તો કે, અંજૂ એટલે સરલ અકુટિલ છે. ૧૩

उड्ढं अहेयं तिरियं दिसासु ।
तसाय जे थावरजेयपाणा ॥
भूयाहि संकाभि दुगुंछ माणा ।
णो गरहती वुसिमं किंचि लोए ॥१४॥

અર્થઃ—વળી પણ ધર્મનું જ સ્વરૂપ કહે છે. ( ઉડ્ઢંઅહેયં તિરિયંદિસાસુ કે૦ ) ઉર્ધ્વ અધો અને તિર્યક્ એ સમસ્ત દિશાઓને વિષે એતાવતા ચૌદરજ્જવાત્મક લોક માંહે, જે ત્રસ અને સ્થાવર પ્રાણીઓ છે તેના પાલનાર, તથા પ્રાણ ઘાતની શંકાયે સાવદ્યાનુષ્ઠાનને દુગંછતા, એવા સંયમવંત પુરૂષો લોક માંહે જેછે, તે કોઇને ગર્હે એટલે નિંદે નહીં. માટે રાગદ્વેષ રહિતપણે યથાતથ્ય વસ્તુનું સ્વરૂપ કહેતાં થકાં કાંઈ નિંદા નથી. જો કદાપિ યથાતથ્ય વસ્તુનું સ્વરૂપ કેહેતાં થકાં નિંદા હોય તો અગ્નિઉષ્ણ છે, અને ઉદક શીતળ છે, વિખ ખાધા થકી મરણ નીપજે, ઇત્યાદિક ખરૂં બોલવું તે પણ યુક્ત નથી! પરંતુ એ રીતે સત્ય કહેવામાં કાંઈ દોષ નથી. ૧૪

आगंतगारे आरामगारे ।
समणेञ भीते ण नवेति वासं ॥
दरकाहुसंते बहवे मणुस्सा ।
ऊणातिरित्ताय लवालवाय ॥१५॥

અર્થઃ—હવે ગોશાલક મતાનુસારી ત્રૈરાશિક બીજા પ્રકારે કરી ફરી આર્દ્રકુમાર પ્રત્યે કહે છે કે, અહો આર્દ્રકુમાર! તાહરો તીર્થંકર રાગ દ્વેષ અને ભય તેણે કરી સહિત છે, એ કારણ માટે તે બીહિતો થકો ( આગંતગારે કે૦ ) શૂન્ય ઘર ધર્મશાલાદિક તથા ઉદ્યાનાદિકને વિષે શ્રમણ અને માહણ થકી બીહિતો થકો વાસ કરતો નથી, વળી શા થકી બીહિતો થકો વાસ કરતો નથી? તે કહે છે. દક્ષ એટલે ડાહ્યા, ઘણાં શાસ્ત્રના ભણ

નાર, પંડિત, એવા ઘણા પુરૂષો તે પૂર્વોક્ત શૂન્ય ઘરાદિક સ્થાનકને વિષે આવે, માટે તેવા પુરૂષો થકી બીહિતો થકો તેવાં સ્થાનકને વિષે તાહરો ત્યાં ગુરૂ આવતો નથી પણ, તે પુરૂષો કેવા છે તો કે, તમારા તીર્થંકર થકી કોએક જાત્યાદિક ગુણે કરી ઉણા છે ન્યૂન છે, તથા કોઈ એક અધિક છે, તો તેવાની સાથે બોલતાં કદાચિત્ હારી જાય તો માન મ્લાન થાય, તે કારણ માટે એવાં સ્થાનક છાંડીને ત્યાગીને દેવાદિકની પરખદામાંહે એકાંતે બેસે છે. વળી તે પુરૂષો કેવા છે તો કે, એક તો લવ એટલે અનેક વિચિત્ર તર્કના બોલનાર, તથા એક અલવ એટલે મૌનમતી, અથવા મંત્રવાદી છે કે, જેની આગળ બોલતાં વાદીના મુખ માંહેથી વચન પણ નિકળે નહિ, તે કારણ માટે તેની બીક થકી તાહરા તીર્થંકરે આરામ ઉદ્યાનાદિક માંહે નિવાસ કરવાનો ત્યાગ કર્યો છે. ૧૫

मेहाविणो सिक्खिय बुद्धिमंता ।
सुत्तेहिं अत्थेहिंय णिच्छयन्ना ॥
पुच्छिंसुमाणो अणगार अन्ने ।
इति संकमाणो ण उवेति तत्थ ॥१६॥

અર્થ:—વળી ગોશાલક કહે છે કે, ( મેહાવિણોસિખિયબુદ્ધિમંતા કે૦ ) મેધાવી જે પંડિત છે તે ગ્રહણ કરવા, ધારણ કરવાને સામર્થ્યવાન્ તથા આચાર્યાદિકની પાસેથી શિખેલા એવા ઉત્પાતાદિક ચાર પ્રકારની બુદ્ધિયે કરી સહિત, વળી સૂત્ર અને અર્થના નિશ્ચયના કરનાર, એવા કોઈ એક અન્ય અણગા

ર હોય તે મુજને કાંઈ સૂત્રાર્થ પૂછે તેનો ઉત્તર મહારા થકી આ પાશે નહીં, તેથી મહારૂં માન ભંગ થશે, એવી વાતોથી શંકા પામતો થકો તાહરો ગુરૂ તેવા પુર્વોક્ત સ્થાનકોને વિષે વાસ કરતો નથી, તે કારણ માટે તમારો માર્ગ રૂજુ નથી. ૧૬

णो कामकिच्चा णय बालकिच्चा ।
रायाभिओगेण कुओ भएणं ॥
वियागरेज्जा पसिणं नवावि ।
सकाम किच्चं णिहआरियाणं ॥१७॥

અર્થઃ—એમ ગોશાલકે કહે થકે, હવે આર્દ્રકુમાર ગોશાલક પ્રત્યે કહે છે કે, ( ણોકામકિચ્ચા કે૦ ) અહો ગોશાલક! તે ભગવંત કામકૃત્ય નથી. એનો અર્થ કહે છે કે, જે અવિમાશ્યાનો કરનાર હોય તે પોતાને તથા પરને નિર્થક કાર્ય કરે. પરંતુ શ્રી ભગવંત તો સર્વજ્ઞ, સર્વદર્શી, પરના હિતના કરનાર, તે પોતાને તથા પરને નિરૂપકારી કેમ થાય? તે કારણ માટે સ્વામી નિર્થક કામના કરનાર નથી, તથા સ્વામી બાલકૃત્ય નથી, એટલે બાલકની પેરે અણવિચાર્યું કાર્ય ન કરે, તથા રાજા ભિયોગે કરી ધર્મ દેશનાદિકને વિષે પ્રવર્ત્તે નહીં, તથા કોઇના ભય થકી પ્રશ્ન વાગરે એટલે કહે નહીં, ઉપકાર ન હોય તો કહે નહીં, એટલે પ્રશ્ન વાગરે નહીં, કિં બહુના ઉપકાર વીના કોઇને કાંઈ ન કહે. અનુત્તર વિમાનવાસી દેવતાને પણ, મનથકી જ પૂછેલા પ્રશ્નનો નિર્ણય કરે. હવે જે એ શ્રી વીતરાગનો ધાર્મિક થાય તે કેવાં કાર્યો કરે? એવી આશંકા લાવી તેનો પ્રત્યુત્તર

ચોથે પદે કહે છે પોતાના કામને અર્થે એતાવતા તીર્થંકર નામ કર્મ ખપાવવા ભણી આર્યક્ષેત્રમાં આર્ય લોકને પ્રતિબોધવા વાસ્તે ધર્મ દેશના કરે, પરંતુ બીજું કોઈ આત્મપ્રશંસાદિક કાર્ય ન કરે. ૧૭

गंता च तत्रा अदुवा अगंता ।
वियागरेज्जा समिच्या सुपन्नें ॥
अणारिया दंसणाउ परित्ता ।
इति संकमाणा ण उवेति तत्र ॥१८॥

અર્થ:—વળી આર્દ્રકુમાર કહે છે કે, ( ગંતા ચ તથ્થા અદુવા અગંતા કે૦ ) તે ભગવંત પરહિતને અર્થે ત્યાં જઇને, અથવા ત્યાં ન જઇને, કિંતુ જેમ જેમ ભવ્ય જીવોનો ઉપકાર થાય તેમ તેમ ધર્મ દેશના આપે. જો ઉપકાર થશે, એમ જાણે તો ત્યાં જઇને પણ ધર્મ દેશના આપે અથવા તે ઉપકાર ન દેખે તો પાસે આવેલાને પણ ધર્મ ન કહે એ કારણ માટે તેને રાગ દ્વેષની સંભાવના નથી, તથા સર્વજ્ઞ સમદૃષ્ટિપણે એટલે કોઈ ચક્રવર્ત્તી આવી પૂછે અથવા કોઈ રાંક આવી પૂછે, અથવા અણપુછે થકે પણ ધર્મ કહે. તથા સ્વામી જે અનાર્ય દેશને વિષે જતા નથી તેનું કારણ હું તને કહુંછુ તે તું સાંભળ. અનાર્ય લોક અનાચારી છતા દર્શન થકી પણ ભ્રષ્ટ છે એ માટે શંકામાન થકા ત્યાં જતા નથી, તે જીવ શ્રી વીતરાગને દેખી અવહેલનાદિક કર્મોપાર્જન કરી પોતાને અનંત સંસારની વૃદ્ધિ કરશે, એવું જાણીને સ્વામી ત્યાં પધારતા નથી, પરંતુ તેમની સાથે પર

મેશ્વરને દ્વેષ ભાવ કાંઈ પણ નથી તે માટે રાગ, દ્વેષ અને ભય તેમને કાંઈ નથી. તથા અહો ગોશાલક! જે તું એમ કહેછે કે, અનેક શાસ્ત્રજ્ઞ પુરૂષના પ્રશ્ન થકી બીહિતો થકો તેની સભામાં હે રહેતો નથી. એ પણ તાહારૂ વચન બાલ પ્રલાપ પ્રાય જાણીએ છેયે, કેમકે જે કારણ માટે એ મહારા ગુરૂ સર્વજ્ઞ ભગવંત કેવલી છે તો તેનું સમસ્ત પરવાદિઓ મુખ,' પણ જોઈ ન શકે, તો પછી વાદનું કેવું જ શું? માટે મહારા સ્વામીને પરવાદીનો પરાભવ કાંઈ નથી એ ભગવંત કેવલજ્ઞાને કરી પોતાનો પરનો ઉપકાર દેખે ત્યાં જઇને ધર્મોપદેશ કરે. ૧૮

पन्नं जहा वणिए उदयही ।
आयस्स हेउं पगरेति संगं ॥
तऊवमे समणे नायपुत्ते ।
इच्चेव मे होति मती वियक्को ॥१९॥

અર્થઃ—વળી બીજા પ્રકારે ગોશાલક કહે છે કે, અહો આર્દ્રકુમાર! (પન્નંજહાવણિએઉદયઠી કે૦) જેમ કોઈ વાણિયો ઉદયાર્થી એટલે લાભાર્થી છતો વ્યવહાર યોગ્ય કરિયાણું એટલે કપૂર, અગર, કસ્તુરી, અને વસ્ત્રાદિક તે દેશાંતર થકી લેઈ આવે પોતાના લાભને અર્થે મહાજનનો સંગ કરે, તેમ તમારો તીર્થંકર શ્રમણ, જ્ઞાતપુત્ર પણ તે વાણિયા સમાન જાણવો. કેમકે, કોઈ એક લાભને અર્થે અનેક મહાજનના વૃંદ માંહે બેસે છે, માટે એ પ્રકારે મહારી મતિ છે, અને એવો માહારો વિતર્કછે, એટલે વિચારણા છે. ૧૯

नवं न कुज्जा विहुणे पुराणं ।
चिच्चा मई ताइयमाह एवं ॥
एताक्या बंभवतित्ति वुत्ता ।
तस्सोदयट्ठी समणे त्तिबेमि ॥२०॥

અર્થ:—હવે ગોશાલક પ્રત્યે આર્દ્રકુમાર કહે છે કે, અહો ગોશાલક! જે, તેં એ વાણિયાનો દૃષ્ટાંત દેખાડ્યો; તે સર્વથકી સરખો? કિંવા દેશ થકી સરખો? માટે જો તે દૃષ્ટાંત દેશ થકી સરખો છે, એ રીતે તેં જો વાણિયાનો દૃષ્ટાંત દેખાડ્યો હોય તો, એ વાતે અમને અલાભ કાંઈ નથી. કારણ કે, વાણિયો જ્યાં જ્યાં લાભ દેખે, ત્યાં ત્યાં ક્રય વિક્રયાદિક વ્યાપાર કરે. એ પ્રકારે એ તાહારો દૃષ્ટાંતદેશપણાથી સરખો છે. અથવા જો સર્વ થકી સરખો છે? એમ તું કહીશ તો, એ વાત. ઘટે જ નહીં, કારણ કે, ભગવંત શ્રી મહાવીર દેવ, સાવદ્યાનુષ્ટાન રહિત, ( નવંનકુજ્જાવિહુણેપુરાણં કે૦ ) તથા તે નવું કર્મ કોઈ પણ કરે નહીં, અને પુરાતન કર્મને ખપાવે એવા છે. તથા વિચ્ચા એટલે વિશેષે ત્યાગ કરી છે અમઈ એટલે દુર્મતિને જેણે, ત્રાયી એટલે છજીવનિકાયનો રક્ષપાલ, એવં એટલે એવા જે શ્રી મહાવીર સ્વામી તે એમ કહે કે, જેમ દુર્ગતિને પરિત્યાગી જીવ મુક્તિગામી થાય, એવું બોલે, સ્વામીનું વચન તે બ્રહ્મવ્રત છે એટલે બ્રહ્મશબ્દે મોક્ષવ્રત કહ્યું. એવું બ્રહ્મવ્રત રૂપ જે સ્વામિનું વચન તેને માન્ય કરી, અનેક લોક મુક્તિયે જાય. એટલે દુર્મતિને પરિત્યાગે જીવ મુક્તિગામી થાય. તેના લાભના અર્થી શ્રમણ શ્રી મહાવીર દેવ જ જાણવા.

હું એમ કહુંછું, એ કારણે સર્વ પ્રકાર થકી વાણિયાની તે સ્વામીને ઉપમા ન સંભવે, પરંતુ દેશ થકી જ્યાં જ્યાં સ્વામી લાભ દેખે, ત્યાં ત્યાં વિચરે. એ ઉપમા સત્ય છે. ૨૦

समारम्भंते वणिया भूयगामं ।
परिग्गहं चेव ममायमाणा ॥
ते णातिसंजोगमविप्पहाय ।
आयस्स हेउं पगरंति संगं ॥२१॥

અર્થ:—વળી આર્દ્રકુમાર કહે છે કે, (સમારભંતેવણિયા ભૂયગામં કે૦) તે વાણિયો ચતુર્દશ પ્રકાર પણે, ભૂતગ્રામ એટલે જીવનો સમૂહ સમારંભે, એતાવતા છકાયની હુણનાર એવી ક્રિયાને વિષે પ્રવર્ત્તે, એટલે ક્રય વિક્રયને અર્થે શકટ, ઉંટ, ઘોડા, તથા બળદને પીડા ઉપજાવે, તથા પરિગ્રહ, ચતુષ્પદાદિક તેને વિષે મમત્વ કરે. વળી તે વાણિયા જ્ઞાતિ સ્વજનાદિકનો સંયોગ છાંડયા વિના, લાભને કારણે અન્ય બીજા સાથે સંબંધ કરે, અને શ્રી વીતરાગ તો કેવા છે તો કે, છ જીવનિકાયના રક્ષપાલ, નિ:પરિગ્રહી, જ્ઞાતિ સ્વજનનો સંગ ત્યાગીને, સર્વત્ર અપ્રતિબંધ નિ:કેવળ ધર્મનો જ લાભ ગવેષતા ધર્મ દેશના આપે છે. એ કારણ માટે ભગવંત અને વાણિયાને સર્વ થકી સરખાપણું નથી. ૨૧

वित्तेसिणो मेहुणसंपगाढा ।
ते भोयणट्ठा वणिया वयंति ॥

वयंतु कामेसु मज्झोववन्ना ।
अणारिया पेमरसेसु गिद्धे ॥२२॥

અર્થ:—વળી આર્દ્રકુમાર જ કહે છે કે, હે ગોશાલક! (વિત્તેસિણો કે૦). વળી વાણિયા વિત્ત એટલે ધનના ગવેષણ હાર હોય, તથા મૈથુનને વિષે આસક્ત હોય, તથા ભોજનને અર્થે જ્યાં ત્યાં પરિભ્રમણ કરે, માટે અમે તે વાણિયાને એવા કહિયે છૈએ. વળી જો તે વાણીયા કામભોગને વિષે ગૃદ્ધ, તથા અનાર્ય કર્મના કરનાર, તથા પ્રેમરસને વિષે ગૃદ્ધ એટલે મૂર્છિતછે, અને ભગવંત શ્રી અરિહંત દેવ એવા નથી. તો તે વાણિયાની સાથે સરખાપણું ભગવંતને કેમ કહિયે ?॰ ૨૨

आरंभगं चेव परिग्गहं च ।
अविउस्सिया णिस्सिय आयदंमा ॥
तेसिं च से उदए जं वयासी ।
चउरंतणंताय डुहायणेह ॥२३॥

અર્થ:—વળી આર્દ્રકુમાર જ કહે છે. (આરંભગંચેવપરિગ્ગહંચ કે૦) આરંભ જે સાવદ્યાનુષ્ટાન રૂપ, તથા પરિગ્રહ તે ધનધાન્યાદિક, નવ પ્રકારે તેની મમત્વને ન છાંડીને, તેહિજ આરંભ પરિગ્રહને વિષે નિશ્ચે થકી બંધાણા એવા વાણિયા હોય વળી કેવા હોય તો કે, પોતાના આત્માને દંડનાર, વળી હે ગોશાલક! તું કહે છે કે, તે વાણિયા લાભના અર્થી છે. માટે તે લાભ તો એવો વાણિયાનો જાણવો કે, તે વાણિયાને જે લાભ

છે તે લાભ ચતુર્ગતિક સંસારને, તથા તેના દુ:ખને અર્થે થાય, અને તે વાણિયાનો લાભ એકાંતિક એટલે એકાંત પણ ન હોય. ૨૩

णेगंत णाच्चंतिय उदएवं ।
वयंति ते दोवि गुणो दयंमि ॥
से उदए साति मणंतपत्ते ।
तमुदयं साहयइ ताइ णाइ ॥२४॥

અર્થ:—વળી તેહિ જ દેખાડે છે. ( ણેગંતણચ્ચંતિયઉદએવં કે૦ ) વળી અહો ગોશાલક ! તે વાણિયાનો લાભ પણ એકાંતિક નથી, કોઈ વારે લાભ વાંછતાં અલાભ પણ થાય. તથા આત્યંતિક એટલે સર્વ કાલ ભાવી લાભ પણ નથી, કોઈ વારે હોય, અને કોઈ વારે ન પણ હોય. તે વ્યાપારના જાણ એમ કહે છે કે, નફો પણ થાય, અથવા ટોટો પણ થાય, એ બે ભાવ હોય, માટે તે બે ભાવ વિગત ગુણોદય જાણવા. તો તે લાભ થકી શું, જે એકાંતિક અને આત્યંતિક નહી, અને વળી તે લાભ અનર્થ ભણી પ્રવર્ત્તે; અને તે જે શ્રી ભગવંતનો કેવલજ્ઞાન પ્રાપ્તિલક્ષણ, તથા નિર્જરસનું કારણ, એવો જે લાભ, તે સાદિ અનંત જાણવો. એવા લાભ સહિત પોતે ભગવંત છે, અને બીજાને પણ એવો લાભ આપે છે. તે ભગવંત કેહવા છે ? તો કે, ત્રાયી એટલે આસન્ન ભવ્યને દુ:ખ થકી રાખનાર છે, તથા જ્ઞાની એટલે જાણેલી વસ્તુ છે વિદ્યમાન જેને એવા ભગવંતને વાણિયાની ઉપમા કેમ દેવાય. ૨૪

**अहिंसयं सव्वपयाणुकंपी ।**
**धम्मेठियं कम्मविवेगहेउं ॥**
**तमाय दंडेहिं समायरंता ।**
**अबोहीए ते पडिरूवमेयं ॥२५॥**

અર્થઃ—હવે વળી કહે છે કે, દેવોનાં કરેલાં સમવસરણ, સોનાનું કમલ, દેવછંદા, સિંહાસન, ઈત્યાદિક પદાર્થોનો પરિભોગ કરતો થકો તે, કર્મો થકી શી રીતે ન લેપાય? એવું ગોશાલકનું વચન આશંકીને, આર્દ્રકુમાર કહે છે કે, (અહિંસયં કે૦) એ ભગવંત શ્રી મહાવીર દેવ સર્વ જીવને અહિંસતા એટલે અહણતા થકા, સમવસરણાદિકનો ઉપભોગ કરે છે, પરંતુ તે સમવસરણાદિક ઉપર, શ્રી વીતરાગ દેવનો લગાર માત્ર પણ પ્રતિબંધ નથી, એ કારણ માટે એમને કર્મ ન લાગે. વળી સ્વામી કેહવા છે, તો કે, સર્વ પ્રજા એટલે સર્વ જીવ તેની અનુકંપાનાં કરનાર, એવા શ્રી ભગવંત ધર્મને વિષે પ્રવર્ત્તતા કર્મ વિવેકના કારણભૂત, એવા તેઓને આત્મદંડ એટલે અનેક અસમંજસ વચને કરી તાહરા સરખા, આત્મદંડને આચરતા થકા વણિકનો દૃષ્ટાંત દે છે, માટે તે અબોધી એટલે અજ્ઞાની પ્રતિરૂપ જાણવા, એયં એટલે એ એક તેનું અજ્ઞાન પણું જ જાણવું, કે એક એક તો પોતે અજ્ઞાનપણે પ્રવર્ત્તે, એ પેહેલું અજ્ઞાનપણું. વળી ત્રિજગત્ પૂજ્ય, સર્વ અતિશયના નિધાન, એવા અરિહંતને વેશ્યાદિકની ઉપમા આપે, તે બીજું અજ્ઞાનપણું. માટે તે જીવ એમ કરતા થકા પોતાના બોધ બીજનો નાશ કરેછે. ૨૫

पिन्नागपिंडी मवि विध्धु सूले।
केई पएज्ञा पुरिसे इमेत्ति ॥
अलाउयं वावि कुमारएत्ति ।
स लिप्पती पाणिवहेण अम्हं ॥२६॥

અર્થઃ—હવે ઈત્યાદિક પૂર્વોક્ત ગોશાલકનાં વચનનું નિરાકરણ કરીને આર્દ્રકુમાર મુનિ આગળ ચાલ્યા, તે વારે વચ્ચે શાક્ય પુત્રિય દર્શની એટલે બૌદ્ધ મળ્યા. તેણે એમ કહ્યું કે, હે આર્દ્રકુમાર! તેં ગોશાલક પ્રત્યે વાણિયાનો દૃષ્ટાંત દૂખવ્યો તે યુક્ત જ કર્યું, કારણ કે, બાહ્ય, અનુષ્ટાન, પ્રાયઃ શૂન્ય છે, અંતરંગ અનુષ્ટાનને જ મોક્ષાંગ પ્રધાન જાણવું, એ કારણ માટે અમારા સિદ્ધાંત માંહે જે તે અંતરંગાનુષ્ટાનનું સાધવું કહ્યું છે. તે અમે કહિયે છેયે માટે તું સાવધાન થકો સાંભળ! પિન્નાગપિંડી એટલે ખલપિંડી તે અચેતન જ છે અને તે કોઈ એક સ્થાનકે છે તેનીપર કોઈ એક પુરૂષે વસ્ત્ર નાંખ્યું, પછી તે ખલપિંડને શૂલીયે પ્રોઇને. કોઈ એક મ્લેચ્છે પુરૂષની બુદ્ધિયે લઇને અગ્નિ ઉપર પચાવ્યો, તથા વળી તુંબડું દેખીને એ કુમાર છે એવી બુદ્ધિએ એક પુરૂષે તેને અગ્નિ ઉપર પચાવ્યો, તો હવે એ બેહુ જણ, પુરૂષ અને કુમાર હત્યાને પાપે લેપાય. અમારા સિદ્ધાંત માંહે એ ભાવ છે. શુભાશુભ બંધનું મૂળ, મન પરિણામ જ જાણવું, ચિત્તમાંહે જો જીવ ઘાતનો પરિણામ છે તો અણકર્યું થકું પણ, પ્રાણઘાતનું પાપ લાગે છે. ૨૬

अहवावि विद्धूण मिलक्खु सूले ।
पिन्नागबुद्धीइ नरं पएज्जा ॥
कुमारगं वावि अलाबुयंति ।
न लिप्पइ पाणिवहेण अम्हं ॥२७॥

અર્થ:—વળી એહિજ દૃષ્ટાંત વિપરીતપણે કરીને કહે છે. (અહુવાવિં કે૦) અથવા કોઈ એક સત્ય પુરૂષને ખલપિંડીની બુદ્ધિયે કરી કોઈ એક મ્લેચ્છ શૂલિયે કરી વિંધીને પ્રોઇને મનુષ્યને, અગ્નિયે કરી પચાવે, અને તથા કુમાર બાલકને દેખીને તેને તુંબડાની બુદ્ધિ લાવીને, અગ્નિમાં પચાવે, એ બેહુ જણને મન પરિણામ વિશેષ એવું પ્રાણ વધનું પાપ લાગે નહીં, એ અમારા શાસ્ત્રનું રહસ્ય જાણવું. ૨૭

पुरिसं च विद्धूण कुमारगं वा ।
सूलंमि केई पएज्जायतेए ॥
पिन्नाय पिंडे सति मारुहेत्ता ।
बुद्धाण तं कप्पति पारणाए ॥२८॥

અર્થ:—વળી પણ તેહિજ દૃષ્ટાંત કહે છે (પુરિસંચવિદ્ધૂણ કુમારગંવા કે૦) પુરૂષ અથવા કુમારને શૂલીયે વીંધીને પ્રોઇને કોઈ એક પુરૂષ અગ્નિને વિષે પચાવે અને મનમાંહે એવો ભાવ આણે કે એ ખલપિંડી છે તેની બુદ્ધ દર્શીજનને પણ પારણા ભણી કલ્પે તો, અન્ય બીજાનું શું કહેવું? એતાવતા મન સાથે અસંકલ્પિત છે માટે કર્મ ન લાગે એવો અમારો મત છે. ૨૮

सिणायगाणं तु डुवे सहस्से ।
जे नोयए णितिए निरकुयाणं ॥
ते पुन्नखंधं सुमहं जिणित्ता ।
नवंति आरोप्प महंतसत्ता ॥२ए॥

અર્થ:—હવે વળી શાકય દર્શનીઓ દાન ફળનો અધિકાર કહે છે. ( સિણાયગાણંતુદુવેસહસ્સે કે૦ ) સ્નાતક એટલે બૌદ્ધ મત પ્રધાન દર્શની, તેના જે બે સહસ્ર તેને જે કોઈ પોતાના શાકય પુત્રીય ધર્મે પ્રવર્ત્તતો એવો ઉપાસક, પચનાદિક ક્રિયા કરીને ભિક્ષુને નિરંતર જમાડે, તે પુરુષ મહાન્ પુણ્યસ્કંધ ઉપાર્જીને, મહોટા સત્વવાળો એટલે શ્રદ્ધાવંત થકો આરોપ એવે નામે સર્વોત્તમ દેવતા થાય. ૨૯

अजोगरूवं इह संजयाणं ।
पावं तु पाणा णयसंन्नकानं ।
अबोहिए दोन्हवि तं असाहु ॥
वयंति जेया विपडिस्सुणंति ॥३०॥

અર્થ:—એ રીતે બૌદ્ધ દર્શની પોતાના ધર્મનું રહસ્ય, આર્દ્રકુમાર પ્રત્યે દેખાડીને તેને કહેવા લાગ્યા કે, અહો આર્દ્રકુમાર.! તું અમારો ધર્મ માન્ય કર! એવું કહે થકે, હવે આર્દ્રકુમાર તેમને કહે છે કે, અહો શાકયદર્શનીઓ ( અજોગરૂવંઇહસંજયાણં કે૦ ) અહીં તમારા દર્શનને વિષે જે પૂર્વે ભોજન આશ્રી

વચન કહ્યું તે, સંયતપણાને અયોગ્ય છે કારણે કે, અહિંસાને અર્થે પ્રવર્ત્તમાન, સમિતિ અને ગુપ્તિયે કરી સહિત એવા સાધુ હોય, તેને ભાવશુદ્ધી ફલદાયિની થાય એ વાત ખરી છે, પરંતુ તમારી વક્તવ્યતાયે ખલ અને પુરૂષની વ્યક્તિ પણ જે ન જાણે તેને જ ભાવશુદ્ધિ કહી. એ કારણે જ બૌધમતિઓ ખલ પિંડીની બુદ્ધિયે પુરૂષનો વિનાશ કરીને, તેના ગુરૂને માંસભક્ષણ કરાવે: તે અત્યંત અયુક્ત છે, તે જ કહે છે. પ્રાણી એટલે જીવ, તેના વિનાશ રૂપ પાપ કરીને, પ્રકર્ષે રસગૃદ્ધથકા વળી તેને જ પુણ્ય બોલે માટે, એ પાપ, અબોધીનુ કારણ છે તેથી તે બેહુંને અસાધુ જાણવા, તે બેહુ કોણ? તે કહે છે. એક તો જે ખલપિંડીની બુદ્ધિયે પુરૂષને પચાવે, અને તે માંહે પાપ નથી એમ કહે, અને બીજો જે તેમનું એવું વચન અંગીકાર કરે, એ બેહુને ભલું નથી એવી ભાવ શુદ્ધિયે મોક્ષ નથી, માટે હું એવો માર્ગ કેમ આદરૂં? ૩૦

उड्ढं अहेयं तिरियं दिसासु ।
विन्नाय लिंगं तसथावराणं ॥
भूया भिसंकाइ डुगंछमाणा ।
वदे करेज्जाव कुत्त विहत्थि ॥ ३१ ॥

અર્થ:—હવે આર્દ્રકુમાર, જૈન માર્ગના ગુણ કહે છે. (ઉડ્ઢંઅહેયંતિરિયંદિસાસુ કે૦) ઉંચી, નીચી, અને તિર્છિ જે દિશિઓ છે, તે દિશિઓને વિષે ત્રસ અને સ્થાવર જીવોની અહિનાણ, ચલન, સ્પંદન, અંકુરોદભવાદિક ઉત્પત્તિને જાણીને,

ભૂત જે જીવ તેની અભિશંકાયે કે, રખે કોઈ જીવનો ઘાત ઉ પજે? એવા ભાવે પાપના ભય થકો, સર્વ સાવદ્યાનુષ્ટાનને દુગં છતા જીવનાં મર્દનને પરિહરતા થકા વદે એટલે ધર્મોપદેશ આ પે. તથા યાવત્ ક્રિયા અનુષ્ટાન પણ કરે, તા હવે એવી રીતે અનુષ્ટાન કરતાં, તથા બોલતાં અમારા પક્ષને વિષે તમારો ઉ પજાવેલો દોષ કોઈ નથી. ૩૧

पुरिसेत्ति विन्नत्ति न एवमत्थि।
अणारिए से पूरिसे तहा हु॥
कोसंभवोपिन्नगपिंम्मियाए।
वायावि एसा वुइया असच्चा॥ ३२॥

અર્થઃ—હવે ખલ પિંડીને વિષે પુરૂષની બુદ્ધિનો અસંભ દેખાડે છે. ( પુરિસેત્તિવિન્નતિનએવમથ્થિ કે૦ ) ખલપિંડીને વિ ષે એ પુરૂષ જ છે એવી બુદ્ધિ તો જે અત્યંત મૂર્ખ હોય તેને પણ ન ઉપજે? તે કારણે જે એવી બુદ્ધિ કરે, અને એમ કહે કે એને હણવામાં દોષ નથી, તે નિશ્ચે થકી અનાચારી પુરૂષ જાણવો, ખલપિંડીકાને વિષે જે પુરૂષની બુદ્ધિ કરવી, તે વાત જ કેમ સંભવે? માટે એવી વાણી બોલવી તે પણ અસત્ય ક હી છે, માટે એવી ભાષાનો બોલનાર નિર્વિવેકી, કર્મ બંધને કરી બંધાય. અને અનંતો સંસાર વધારે. ૩૨

वायाभियोगेण जमावहेज्जा।
णो तारिसं वायमुदाहरिज्जा॥

अहाणमेयं वयणं गुणाणं ।
णो दिक्खिए बूयसुरालमेयं ॥ ३३ ॥

અર્થ:—વળી પણ આર્દ્રકુમાર કહે છે કે ( વાયાભિયોગેણ કે૦ ) વચનને અભિયોગપણે એટલે વચન માત્ર બોલતાં થકાં પણ જે પાપ લાગે, તાદ્રશ તેવું વચન વિવેકી પુરૂષ ન બોલે. ગુણનું અસ્થાનરૂપ એવું અસાર વચન, તેને જે દીક્ષિત ડાહ્યો પુરૂષ હોય તે ન બોલે, કે જે ખલપિંડને પુરૂષ, અને પુરૂષને ખલપિંડ, તથા તુંબડાને બાલક, અને બાલકને તુંબડું, ઈત્યાદિક વચન ઉત્તમ પુરૂષ ન બોલે. ૩૩

लद्धे अट्ठे अहो एव तुब्भे ।
जिवाणुभागे सुविचिंतिं एव ॥
पुव्वं समुद्दं अवरं च पुट्ठे ।
उलोइए पाणितले ठिएवा ॥ ३४ ॥

અર્થ:—વળી પણ આર્દ્રકુમાર જ કહે છે કે, ( લદ્ધેઅઠેઅ હોએવતુભે કે૦ ) અહો શાકય દર્શનીઓ તમને એવે જ્ઞાતાપણે કરીને જાણિયે છેયે. જે તમોને વિજ્ઞાન તે યથાસ્થિત તત્વ, લાધ્યું. એટલે તમે તત્વ પામ્યા. તથા તમે જીવનો અનુભાગ જે કર્મવિપાક, તે રૂડી રીતે ચિંતવ્યો, તથા એવા વિજ્ઞાને કરી ત મારો યશ પૂર્વ અને પશ્ચિમ સમુદ્ર સુધી પહોત્યો, વિસ્તાર પા મ્યો, તથા તમોયે એવે વિજ્ઞાને કરી, અવલોકન કરવે કરી એ લોકને પાણિતલ સ્થિતની પેઠે અવલોકયો, તો અહો ! અમે ત

મારા વિજ્ઞાનના અતિશયનું વર્ણન શું કરિયે? એવું તમારા સરખુ જ્ઞાતાપણું કયાંહી પણ દેખાતું નથી, જે ખલપિંડ અને પુરૂષ, તથા તુંબડું, અને બાલકનો અંતર કાંઈ પણ જણાય નહીં, તો વળી હવે જાણપણામાં બાકી પણ શું રહ્યુ? ૩૪

जीवाणुभागं सुविचिंतयंता ।
आहारिया अन्नविहायसोहिं ॥
नवियागरे छन्नपन्नपजीवि ।
एसोणुधम्मोइह संजयाणं ॥ ३५ ॥

અર્થ:—હવે આર્દ્રકુમાર જૈન મતની સ્થાપના કરે છે. (જીવાણુભાગંસુવિચિંતયંતા કે૦ ) જીન શાસનને વિષે પ્રતિપન્ન જે પુરૂષ તે, જીવનો અણુભાગ અવસ્થાવિશેષ, તેનું મર્દન જે પીડાની ઉત્પત્તિ રૂપ દુઃખ તેને રૂડી રીતે ચિંતવતા થકા, આહારિયા એટલે અન્નપાણીને વિષે વિશુદ્ધતા આદરે છે. એટલે બહેતાળીશ દોષ રહિત એવો વિશુદ્ધ આહાર લિયે છે, પરંતુ તમારી પેઠે માંસાદિક પણ, પાત્રે પડયો દોષ ભણી ન થાય, તેમ તેને નથી? અને તમે તો કેવા છો, તો કે છિન્નપદોષ જીવિ એટલે હિંસાને સ્થાનકે કરી ઉપજીવન કરો છો, પણ ઈત્યાદિક વચન પ્રસિન્નપણે ન બોલો. તેવા જૈન મતના ધારક પુરૂષ ન હોય? એ પુર્વોક્ત નિર્દોષ આહારને લેવે કરી, છકાયને પાલવે કરી, તીર્થંકરને અનુયાયિ, હોય તે સંયત એટલે સાધુનો ધર્મ જાણવો. ૩૫

सिणायगाणं तु दुवे सहस्से ।
जे जोयए निइए त्रिरकुयाणं ॥
असंजए लोहियपाणि सेऊ ।
णियच्छत गरिहंमिहेव लोए ॥ ३६ ॥

અર્થ:—વળી આર્દ્ર કુમાર કહે છે, શું કહે છે? તો કે, (સિણાયગાણંતુદુવેસહંસ્સે કે૦) સ્નાતક જે બૌદ્ધ મતિ દર્શનધારક તેના બે હજાર ભિક્ષુક એટલે શાકય પુત્રીય ધર્મે પ્રવર્ત્તતા ભિક્ષુક તેને જે પચન પાચનાદિક ક્રિયા કરીને નિત્ય જમાડે, તેને લાભ થાય છે, પુણ્ય થાય છે, એવું તમે કહોછો પરંતુ, તે અસંયત લોહિતપાણિ એટલે જેના હાથ સદાકાલ લોહિયે કરી ખરડયાં છે તેવો તે અનાર્ય પુરૂષ, પ્રથમ તો આ લોકમાંહે જ ગર્હા પામે, અને પરલોકે પરભવે દુર્ગતિમાં જાય. કેમકે એવા સાવદ્યાનુષ્ટાનના કરનાર, અભક્ષ અને અપેયનું જે દાન, તેના અનુમોદનાર એવા કુપાત્રને જે દાન દેવું. તે કર્મબંધનું કારણ છે. ૩૬

थूलं उरं इह मारियाणं ।
उद्दिठभत्तं च पगप्पएत्ता ॥
तं लोण तेल्लेण उवक्खडेत्ता ।
सपिप्पलीयं पगरंति मंसं ॥ ३७ ॥

અર્થ:—વળી પણ આર્દ્રકુમાર તે કુમતિના મતની વાત કહે

છે કે, ( थूलं કે૦ ) મહોટી કાયાયે ઉપચિત માંસ શોણિત યુક્ત એવો, ઉરણ્ણા તેને આશાકયના શાસનને વિષે સંઘની ભક્તિને અર્થે વિનાશીને મારીને ઉદ્દિષ્ટ ભોજન કલપીને તે માંસને લુણ, અને તેલ સાથે પચાવીને, પિપ્લી સહિત માંસ કરે.૩૭

तं भुंजमाणा पिसितं पभूतं ।
ण उवलिप्पामो वयं रएणं ॥
इच्चेव माहंसु अणज्जधम्मं ।
अणारिया बाल रसेसु गिद्धा ॥ ३८ ॥

અર્થઃ—એવું માંસ કરીને પછી શું કરે ? તે કહે છે કે;(तं भुंजमाणापिसितंपभूतं કે૦ ) તે માંસ, પ્રભૂત એટલે ઘણું જ મતાં થકાં ભોગવતાં થકાં એમ કહે છે કે, અમે એની પાપરૂપ રજેં કરી લેપાતા નથી. એવું વચન કહે, તે અનાર્ય ધર્મી જાણવા, કારણ કે, તે ધૃષ્ટપણું આદરે છે. તે અનાચારી બાલ, એટલે અજ્ઞાની રસગૃદ્ધી થકા એવાં વચન કહે છે. ૩૮

जे यावि भुंजंति तहप्पगारं ।
सेवंति ते पावमजाणमाणा ॥
मणं न एयं कुसला करेंती ।
वायावि एसा वुइयाउ मिच्छा ॥ ३९ ॥

અર્થઃ—હવે તે માંસાશીને એનો વિપાક કહે છે. ( जेयाविभुंजंतितहप्पगारं કે૦ ) જે રસગૃદ્ધ છતા તથા પ્રકારે માંસને

જમે, તે અજ્ઞાની પુરૂષો નિઃકેવલ પાપનું સેવન કરે છે. જે કુશલ એટલે પંડિત હોય તે માંસ ભક્ષણ કરીયે. એવું મન પણ ન કરે. તથા માંસ ભક્ષણથી દોષ નથી એવી અસત્ય વાણી પણ બોલે નહિ. કિં બહુના વધારે શું કહીએ. ૩૯

सव्वेसिं जीवाणदयठयाए ।
सावज्जदोसं परिवज्जयंता ॥
तस्संकिणो इसिणो नायपुत्ता ।
उद्दिठभत्तं परिवज्जयंति ॥ ४० ॥

અર્થઃ—હવે માંસાદિક તો અભક્ષ્ય કહેવાય, ત્યારે બીજો અહાર સાધુને અભક્ષ્ય હોય કે નહીં? ત્યાં કહે છે કે, બીજો પણ સદોષ આહાર, સાધુને પરિહરવો (સવેસિંજીવાણદયઠયાએ કે૦) સર્વ જીવ એકેંદ્રિયાદિક તેની દયાને અર્થે, દયાને નિમિત્તે સાવદ્ય જે આરંભાદિક, તેને મહાદોષરૂપ જાણી, પરિહરતાં થકાં તે સાવદ્યના દોષ થકી શંકાતા એટલે બીહિતા એવા મહાઋષીશ્વર જ્ઞાતપુત્ર શ્રી મહાવીર દેવ તેમના શિષ્યો હોય તે ઉદ્દિષ્ટ ભક્ત એટલે જે સાધુને દેવાને અર્થે જ કલ્પેલો એવો આહાર હોય, તેને પરિહરે વર્જે. એ સાધુનો આચાર જાણવો. ૪૦

भूयाभिसंकाए दुगंछमाणा ।
सव्वेसिपाणाण निहाय दंडं ॥
तम्हाण भुंजंति तहप्पगारं ।
एसोणुधम्मो इह संजयाणं ॥ ४१ ॥

અર્થ:—વળી પણ સાધુનો આચાર કહેછે. ( ભૂયાભિસંકા એદુગંછમાણા કે૦ ) ભૂત જે પ્રાણી તેના મર્દનની શંકાયે સાવદ્યાનુષ્ટાનને દુગંછતા નિંદતા, તથા સર્વ પ્રાણીનો દંડ એટલે વિનાશ, તેને નિહાય એટલે છાંડીને ત્યાગ કરીને સમ્યક આચારે પ્રવર્ત્તતા એવા સાધુ તે કારણે તથા પ્રકારના એટલે આધાકર્માદિક દોષે દૂખિત એવા તે આહારને પણ ભુજંતિ એટલે ન જમે, ન ભોગવે. આ જગત્‌માંહે યતિનો ધર્મ, તે અણુધર્મ, એટલે શ્રી તીર્થંકરની પછવાડે જાણવો. જેમ શ્રી તીર્થંકરે નિર્દોષ આહાર ગ્રહણાદિક ધર્મ આચર્યો, તેમ તેને અનુસારે સાધુ પણ, એહિ જ ધર્મ આચરે. ૪૧

निग्गंथधम्मंमि इमं समाहिं ।
अस्सि सुठिच्चा अणिहे चरेज्जा ॥
बुद्धे मुणी सीलगुणोववेए ।
अच्चत्ते पाउणती सिलोगं ॥ ४२ ॥

અર્થ:—વલી પણ સાધુનો આચાર કહે છે. ( નિગ્ગંથધમ્મંમિઇમંસમાહિં કે૦ ) નથી જેને વિષે બાહ્ય અને અભ્યંતર ગ્રંથિ એવો જે ધર્મ, તેને વિષે એ પુર્વોક્ત જે સમાધિ એટલે સુજતા આહારનું લેવું, ઈત્યાદિકને પામીને સમ્યક્ અનુષ્ટાનરૂપ સમાધિને વિષે સ્થિત એટલે પ્રવર્ત્તમાન એવો સાધુ અણિહે એટલે માયા રહિત થકો અથવા, સ્નેહ રહિતથકો, સંયમાનુષ્ટાનને આચરે, એટલે પાલે. બુદ્ધ એટલે તત્વનો જાણ, મુણી એટલે ત્રિકાલવેદી, ત્રણ કાલનો જાણ, સીલ એટલે આચાર તે

ઉપશમાદિક તથા ગુણ, એટલે મૂલોત્તર ગુણરૂપ તેણે કરી ઉપ પેત એટલે સહિત, એવો સાધુ, અત્યર્થ એટલે સર્વ ગુણ સંપ ન્ન તે લોક એટલે આ લોકને વિષે અને લોકોત્તરને વિષે, સં તોષકારક શ્લાધાને પાઉણત્તી એટલે પામે. ૪૨

सिणायगाणं तु डुवे सहस्से ।
जे नोयए णितिए माहणाणं ॥
ते पुन्नखंधे सुमहज्जणित्ता ।
नवंति देवा इति वेयवाउ ॥ ४३ ॥

અર્થ:—એ રીતે આર્દ્રકુમાર ગોશાલક તથા બૌધમતિઓ ને પરાસ્ત કરીને આગલ ચાલ્યો તે વારે, વચ્ચે બ્રાહ્મણ મલ્યા, તે બ્રાહ્મણ બોલ્યા કે, અહો આર્દ્રકુમાર! તેં રૂડું કર્યું કે, જે એ પૂર્વોક્ત બેહુમત વેદબાહ્ય હતા, તેનું તેં નિરાકરણ કર્યું, તો હવે એ જૈન મત પણ વેદ બાહ્ય છે. એવું જાણીને, તમા રા સરખાને આશ્રય કરવા યોગ્ય નથી કેમકે, તું ક્ષત્રી છું અ ને ક્ષત્રીને સર્વ વર્ણોત્તમ એવા બ્રાહ્મણને જ સેવવા યોગ્ય છે, પરંતુ શૂદ્ર સેવવા નહીં. એ કારણ માટે વેદોક્ત વિધિયે યજ્ઞા દિક માર્ગની તમારે સેવા કરવી. ઈત્યાદિક તે બ્રાહ્મણો પોતાનો માર્ગ દેખાડે છે. સ્નાતક એટલે ખટ્કર્મને વિષે નિરત, અને વે દના ભણનાર, પોતાના આચારને વિષે તત્પર, નિત્ય સ્નાતક, બ્રહ્મચારી, એવા બે સહસ્ર બ્રાહ્મણને જે પુરૂષ નિત્ય જમાડે; એટલે તેને મનોવાંછિત આહાર આપે, તે પુરૂષ ઘણો મોટો પુ ણ્યનો સ્કંધ ઉપાર્જન કરીને, દેવતા થાય. એવું અમારા વેદનું

વાક્ય છે, એમ જાણીને એ વેદોક્ત મારગ આદરવો. ૪૩

सिणायगाणं तु डुवे सहस्से ।
जे भोयए णितिए कुलालयाणं ॥
से गच्छति लोलुवसंपगाढे ।
तिव्वाभितावी णरगाभि सेवी ॥ ४४ ॥

અર્થઃ—હવે આર્દ્રકુમાર ઉત્તર કહે છે કે, અહો બ્રાહ્મણો! ( સિણાયગાણંતુદુવેસહસ્સે કે૦ ) સ્નાતકનાં બે સહસ્રને જે દાતાર નિત્ય જમાડે. તે સ્નાતક કેવા છે તો કે, કુલાલગ એટલે માર્જાર તે સરખા બ્રાહ્મણ પણ જાણવા, કારણ કે, એ પણ સાવધાહાર વાંછતા, સર્વ કાલ ઘર ઘરને વિષે ભ્રમણ કરે એવા, એક નિંદ્ય આજીવિકાના કરનાર, તે કુપાત્રને દાન દેવાથી, તે લોલપી બ્રાહ્મણ સહિત એવો દાતા પણ ગચ્છતિ એટલે દુર્ગતિ જાય, દુર્ગતિમાં કયા સ્થાનકે જાય? તો કે, તીવ્ર વેદનાના સહન કરનાર, એતાવતા તેત્રીશ સાગરોપમ પર્યંત પુર્ણ આયુષ્યે તે બેહુ જણ નરકના સ્થાનકને વિષે નારકી થાય. ૪૪

दयावरं धम्मडुगंछमाणा ।
वहावहं धम्म पसंस माणा ॥
एगंपि जे भोययती असीलं ।
णियोणिसं जाति कुओ सुरोहिं ॥४५॥

અર્થઃ—વળી આર્દ્રકુમાર કહે છે કે, ( દયાવરંધમ્મદુગંછમાણા કે૦ ) જેમાં દયા પ્રધાન છે એવા ધર્મને નિંદતા, તથા હિં

ચારૂપ ધર્મની પ્રશંસા કરતા, આચારરહિત એવા, એક્ને પણ જે કોઈ નૃપ રાજા અથવા બીજો કોઈ મૂઢમતિ ધાર્મિક પુરૂષ, પાત્રની બુદ્ધિયે કરી જમાડે, તો તે નૃપ રાજા, અથવા બીજો કોઈ મૂઢમતિ પુરૂષ હોય, તે નિશા એટલે સદૈવ કૃષ્ણાંધકાર રાત્રી સમાન કાલ વર્ત્તે છે જેમાં એવી નરકભૂમિને વિષે નરકમાંહે જાય એ વચન સત્ય કરી જાણવું. અને તમે કહ્યું જે દેવતા થાય, તે વાત મૃષા છે તેવા પુરૂષને અસુરને વિષે પણ ગતિ ન જાણવી, તો વૈમાનિક દેવતા ક્યાંથી થાય? ૪૫

दुहतोवि धम्मं मिसमुठियामो।
अस्सिं सुठिच्चा तह एसकालं॥
आयारसीले बुइए हनाणी।
ण संपरायंमि विसेसमथि॥ ४६ ॥

અર્થ:—હવે આર્દ્રકુમાર બ્રાહ્મણોનો મત પરાસ્ત કરીને આગલ ચાલ્યો, એટલે એક દંડિયા સાંખ્યમતિ મલ્યા, તે એમ કહે છે કે, અહો આર્દ્રકુમાર! તેં રૂડું કીધું કે, જે એ બ્રાહ્મણો સર્વ આરંભને વિષે પ્રવર્ત્તતા ગૃહસ્થ છતા, પોતામાં ગુરૂપણું માનતા, એવા એ રાક્ષસ સરખા બ્રાહ્મણનું નિરાકરણ કર્યું? સાંપ્રત અમારા સિદ્ધાંત સાથે તમારા સિદ્ધાંતનો કાંઈ ભેદ નથી, અમારો સિદ્ધાંત પંચવિંશતિ તત્વરૂપ છે. હવે તે પણ કહું છું તે સાંભલ, હૈયાને વિષે ધારણ કર. ( દુહઓવિધમ્મંમિસમુઠિયામો કે૦ ) જે અમારો ધર્મ, અને તમારો ધર્મ એ બેહુ ;સરખા જ જાણિયે છૈયે. કારણ કે, તમારે પણ જીવને અસ્તિભાવે પુ

ણ્ય, પાપ, બંધ અને મોક્ષનો સદ્ભાવછે, અને અમારે પણ એ મજ છે. તમારે પણ પાંચ મહાવ્રત છે, અને અમારે પણ અહિંસાદિક પાંચ યમ છે, તથા ઇંદ્રિય અને નોઇંદ્રિયના નિયમો તો આપણુ બેહુને સરખા જ છે તે માટે બેહુ ધર્મને વિષે અમને અને તમને પ્રવર્ત્તતાં સમ્યક પ્રકાર જ જાણવો. અને એહિજ ધર્મને વિષે રહીને, તથા અતીત કાલે, વર્ત્તમાન કાલે, અને આગમિક કાલે, જે પૂર્વોક્ત અંગીકાર કરેલા ધર્મના પ્રતિપાલનહાર આપણે છંયે. તેવા બીજા કોઈ નથી. તથા આપણો આચાર જે યમ નિયમ લક્ષણ, તે પ્રધાન શીલ કહ્યો છે પરંતુ આજીવિકાનું કારણ આપણને કોઈ પણ નથી? તથા વળી આપણુ બેહુને જ્ઞાન, મોક્ષનું અંગ કહ્યું છે. તથા કર્મે કરીને ભ્રમણ કરે છે પ્રાણી જેમાં તે સંપરાય કહિયે, એવો સંપરાય જે, સંસાર, તે જેમ તમારે નિત્ય છે, તેમ અમારે પણ નિત્યજ છે. તે માટે એ સિદ્ધાંતમાં અમારે તમારે વિશેષ કાંઈ નથી. ૪૬

अव्वत्तरूवं पुरिसं महंतं ।
सणातणं अक्खयमव्वयं च ॥
सव्वेसु नूतेसु विसव्वतोसे ।
चंदोवतारारहिं समत्तरूवे ॥ ४७ ॥

અર્થઃ—વળી એક દંડિજ કહે છે. (પુરિસં કે૦) પુરૂષ શબ્દે જીવ તેને જે રીતે તમે જાણો છો, તે રીતે અમે પણ જાણિયે છેયે. આત્મા અવ્યક્તરૂપ છે, કર ચરણાદિક જે અવયવ તેણે કરી લખ્યો ન જાય તે કારણ માટે અવ્યક્તરૂપ છે તથા

મહાંત એટલે સમસ્ત લોકમાં વ્યાપી રહ્યા છે. તથા સનાતન એટલે શાશ્વતો છે, યદ્યપિ નાના પ્રકારની ગતિ કરે છેતથાપિ, ચૈતન્ય લક્ષણ જે આત્મ સ્વરૂપ છે તે કયાંહિ પણ જતું નથી, તથા અક્ષય એટલે કોઈ પણ પ્રદેશનો ખંડ કરી ન શકીયે તથા અવ્યય એટલે અનંત કાલે કોઈ એક પ્રદેશનો પણ વ્યય ન થાય એટલે વિછેદ ન થાય. કિં બહુના. સર્વ ભૂતને વિષે, શરીર શરીર પ્રત્યે એ આત્મા એક જ વ્યાપી રહ્યા છે, તે ઉપર દૃષ્ટાંત દેખાડે છે. જેમ ચંદ્રમા અશ્વિન્યાદિક નક્ષત્રે કરી, સમસ્ત રૂપ થકો સંબંધ પામે, તેમ એ આત્મા, શરીર શરીર પ્રત્યે સંપુર્ણ સંબંધ પામે. યદુક્તં એક એવ હિ ભૂતાત્મા ભૂતે ભૂતે વ્યવસ્થિતઃ એકધા બહુધા ચૈવ દૃશ્યતે જલચંદ્રવત્. ઇત્યાદિ ૪૭

एवं ण मिज्झंति ण संसरंती ।
ण माहणखत्तिय वेसयस्सा ॥
कोडाय पक्खीय सरीसिवाय ।
नराय सवे तह देवलोए ॥ ४८ ॥

અર્થઃ—હવે તે પ્રત્યે આર્દ્રકુમાર કહે છે. ( એવંણુમિજજંતિણુસંસરંતી કે૦ ) એ રીતે જેમ તમારે દર્શને એકાંતવાદે આત્મા એક, નિત્ય, અવિકારી એમ જે કહિયે, તે સંભવે નહીં, એમ કહીયે તો સર્વ પદાર્થ નિત્ય ઠરે છે, તેમ છતાં તો બંધમોક્ષનો પણ સદ્ભાવ ક્યાંથી થાય? અને બંધને અભાવે ચતુર્ગતિક સંસારનો પણ અભાવ, અને મોક્ષનો પણ અભાવ થાય. અને મોક્ષને અભાવે તમે જે યમ નિયમાદિક વ્રતનું ગ્રહણ ક

હોછો તે પણ નિરર્થક થશે, એ કારણ માટે આત્મા સર્વ વ્યાપી એક જ છે. એ જે તમારૂં બોલવું છે તે અયુકત છે, એમ કહેતાં તો નરક, તિર્યંચ, મનુષ્ય, અને દેવતા, તથા બાલ, કુમાર, સુભગ, દુર્ભગ, ધનાઢ્ય, દરિદ્રી, ઈત્યાદિક ભેદ જુદા જુદા પદાર્થો ન જાણિયે? તથા પોતાના કરેલા કર્મ કરી પ્રેર્યા જીવ, નાના પ્રકારની ગતિને વિષે પરિભ્રમણ પણ ન કરે? તથા આત્માને સર્વ વ્યાપકપણું જ કહેવા થકી એકત્વભાવે જ આત્મા થયો, તે વારે બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા વૈશ્ય અને શૂદ્ર, તથા કીટક પક્ષી, તથા સરીસિવ એટલે સર્પ, તથા નર એટલે મનુષ્ય, તથા સર્વ દેવ લોક ઈત્યાદિક નાના પ્રકારની ગતિના ગામી જીવ ન હોય? એ કારણ માટે આત્મા સર્વ વ્યાપક નથી, તથા આત્મા એક પણ નથી, તે માટે તમારો આગમ, સર્વજ્ઞ ભાષિત નથી, અને સર્વજ્ઞ ભાષિત વિના યથાતથ્ય ન હોય. ૪૮

लोयं अयाणित्ति ह केवलेणं ।
कहंति जे धम्म मजाण माणा ॥
णा संति अप्पाणपरं च णठा ।
संसारघोरं मिम्रणोरपारे ॥ ४ए ॥

અર્થઃ—વળી આર્દ્રકુમાર કહે છે કે, (લોયં કે૦) એ લોક જે ચૌદ રજ્જવાત્મક, તેને કેવલજ્ઞાને કરીને ન જાણે, એવા આ જગત્માંહે જે દર્શનીઓ અજાણતા થકા ધર્મ કહે છે. તે પોતાના આત્માને ભ્રષ્ટ કરતા થકા બીજાને પણ ભ્રષ્ટ કરેછે. કિં

બહુના. તે ઘોર એટલે રૌદ્ર અપારાવાર, એવો જે સંસાર તેમાં હું પોતે પણ પડું, અને બીજાને પણ પાડું. ૪૯

लोयं विजाणंति इह केवलेणं।
पुन्नेण नाणेण समाहिजुत्ता॥
धम्मं समत्तं च कहंति जेउ।
तारंति अप्पाणपरं च तिन्ना॥ ५०॥

અર્થ:—હવે આર્દ્રકુમાર, સમ્યક જ્ઞાનવંત ધર્મના કહેનાર, એવા પુરૂષોના ગુણ કહે છે. ( લોયંવિજાણંતિહકેવલેણં કે૦ ) ચૌદરજજવાત્મક લોક, તેને કેવલજ્ઞાને કરી કેવળી, નાનાપ્રકારે જાણે. તથા સંપૂર્ણ જ્ઞાને કરી, સમાધિ સહિત થકા, સંપૂર્ણશ્રુત ચારિત્રરૂપ ધર્મ, પરના હિતને અર્થે જે કહે. તે પોતે પણ સંસાર સમુદ્ર થકી તરે, અને બીજાને પણ તારે. એવો જે જીનેંદ્ર માર્ગ, કેવળીભાષિત, તે સત્ય જાણવો." ૫૦

जे गरहियं ठाणमिहावसंति।
जेया वि लोए चरणोववेया॥
उदाहडं तं तु समं मईए।
अहाउसो विप्परियासमेव॥ ५१॥

અર્થ:—હવે વળી મિથ્યાવાદીની કેવી પરૂપણા હોય! તે આર્દ્રકુમાર કહે છે. ( જે કે૦ ) જે કોઈ સંસારમાંહે વર્તતા અશુભ કર્મના કરનાર, ગર્હિત એટલે નિંદિત નિર્વિવેકીયે આચ

રણ કરેલું એવું ક્રિયા અનુષ્ટાનરૂપ જે સ્થાનક, તેનું ઈહ એટલે આ જગત્માંહે સેવન કરે, આજીવિકાને કારણે તેનો આશ્રય કરે, તથા જે વળી રૂડા ઉપદેશના દેનારા, લોક માંહે વિરતિ પરિણામરૂપ ચારિત્રે કરી સહિત છે. એ બેહુનો અનુષ્ટાન તમારી મતિયે સરખો કહેવો. અહો આયુષ્યમન્ એક દંડિયાઓ! તેથી તેવું કહેનારાને વિપર્યાસ એટલે વિપરીત મતિવાળા જાણવા. અને એ પ્રમાણે કહેનારનું વચન ઉન્મત્ત પ્રલાપ સમાન જાણિયે છૈયે. સાંચુ, અને જૂઠું એ બે ધર્મ સરખા જ કેમ હોય? ૫૧

संवच्छरेणाविय एगमेगं ।
बाणेण मारउ महागयं तु ॥
सेसाणजीवाणदयठयाए ॥
वासं वयं वित्ति पकप्पयामो ॥ ५२ ॥

અર્થઃ—એ રીતે એક દંડિયાના મતનું નિરાકરણ કરીને જેટલે સ્વામીના સમવસરણ ભણી આર્દ્રકુમાર ચાલ્યા, એટલે અંતરાલે હસ્તિતાપસ આવીને બોલ્યા કે, અહો આર્દ્રકુમાર! સશ્રુતિક પુરૂષને અલ્પબહુત્વ આલોચવો જોઇયે. શા માટે? તેનું કારણ કહું તે તું સાંભળ. કે જે બીજા તાપસ, કંદ, મૂલ, ફલના ભક્ષણ કરનાર, તે ઘણા એક સ્થાવર જીવોનો વિનાશ કરે, તથા તે સ્થાવરને આશ્રિત જે જંગમ જીવ હોય તેનો પણ વિનાશ કરે, તથા જે ભિક્ષા માગીને પોતાની આજીવિકા કરે છે તે પણ, આશંસા દોષે કરી દૂષિત છે, કારણ કે જિહાં ति

હાં પરિભ્રમણ કરતાં કીડી, મંકોડી પ્રમુખ અનેક જીવને દુહવે છે અને અમે તો, વર્ષ વર્ષ દિવસે, તથા અપિ શબ્દ કરી છ માસે એક જ, મહાકાય એટલે મ્હોટી કાયાવાળો એવા જે હસ્તી તેને બાણુને પ્રહારે વિનાશીને, શેષ બીજા જીવોની દયાને અર્થે, માત્ર તે એક જ હસ્તીના માંસે કરીને વર્ષ દિવસ સુધી અમે અમારી આજીવિકા ચલાવીએ છેયે. એ રીતે થોડા જીવનો ઉપઘાત કરી, ઘણા જીવોની અમે રક્ષા કરિયે છેયે. એ માટે વિશેષે કરી, અમારો માર્ગ બીજા સર્વ માર્ગ થકી શ્રેષ્ટ જ જાણવો. ૫૨

संवच्छरेणाविय एगमेगं ।
पाणं हणंता अणियत्तदोसा ॥
सेसाणजीवाणवहेजणाय ।
[illegible]याय थोवं गिहिणोवि तम्हा ॥५३॥

અર્થઃ—હવે આર્દ્રકુમાર કહે છે કે, અહો હસ્તિતાપસો! તમે (સંવછરેણાવિયએગમેગંપાણંહણંતાઅણિયત્તદોસા કે૦) વર્ષ વર્ષ પ્રત્યે, તથા છ માસ પ્રત્યે તમે એકેક મહોટો જીવ હણુતા થકા દોષ થકી, નિવર્ત્યા એમ કહેવાઓજ નહીં. કારણ કે, ઘણા જીવને ન હણુતા અને વર્ષમાં, તથા છ માસમાં એક જીવને હણુતા એવા તમોને પંચેદ્રિય મહાકાય જીવના વધનો આશંસા દોષ પણ લાગે છે. અને સાધુ તો, સૂર્ય કિરણે પ્રકાશિત માર્ગને વિષે જૂસર માત્ર દૃષ્ટિ શોધતા, ઈર્યાસમિતે સમિતાવંત છતા, બેતાલિશ દોષ રહિત આહારની ગવેષણા કરતા,

આહાર લાભે, અથવા અલાભે, સમવૃત્તિવાળા હોય; તેને કયો આશંસા દોષ ? અને પિપીલિકાનો ઘાત પણ કેમ થાય ? અને તમો એવા મ્હોટા જીવનો ઉપઘાત કરીને પણ પોતાને નિર્દોષ માનો છો, તે જો એવી રીતે નિર્દોષપણું થતું હોય તો. આપણી આજીવિકાને નિમિત્તે આરંભને વિષે પ્રવર્ત્તતાં કદાચિત પોતાનું ક્ષેત્ર ટાળી અન્ય જીવોનો ઉપઘાત અણ કરતાં . ગૃહસ્થ પણ તમારી પેઠે થોડા જીવ હણતાં, ઘણા જીવ. પાલતા થકાં તમારા સરખા નિર્દોષ જ જાણવા. એમ ઠર્યું. ૫૩

संवच्छरेणाविय एगमेगं ।
पाणं हणंता समेणे वएसु ॥
आयाहिए तं पुरिसे अणज्जे ।
ण तारिसे केवलिणो जवंति ॥ ५४ ॥

અર્થ:—વળી આર્દ્રકુમાર કહે છે કે, (સંવછરેણાવિયએગમેગંપાણંહણંતાસમણેવએસુ કે૦) અહો હસ્તિ તાપસો! જે તમારા દર્શની, શ્રમણના વ્રતને વિષે પ્રવર્ત્તતા છતા સંવત્સર સંવત્સર પ્રત્યે તથા છ માસ પ્રત્યે એકેક જીવ હણે, અને વળી એહિ જ ધર્મનો ઉપદેશ આપે, તે અનાર્ય અનાચારી પોતાને તથા પરને અહિતના કરનાર જાણવા કે મકે, તે પુરૂષ સાદૃશ કેવળી ન હોય! તે અશુદ્ધ માર્ગના પ્રવર્તક અને સત્ય માર્ગના દ્વેષી જાણવા જે કારણે તે વર્ષ વર્ષ પ્રત્યે એકેક જીવનો વિનાશ કરે, તેનું માંસ વર્ષ વર્ષ દિવસ સુધી રાખે તે માંહે અનેક અસંખ્યાત બીજા ત્રસ જીવ ઉપજે,

તેથી તેને પચાવતાં તે જીવોનો વિનાશ થાય. એ કારણ માટે ઘણા જીવોનો વિનાસ કરતાં પણ એમ કહે કે, અમે થોડા જીવોનો વિનાશ કરિયે છેયે. તે માટે તે મિથ્યાવાદી જાણવા. તેનું વચન અમે પ્રમાણ નથી કરતા, ઈત્યાદિક વચન કહી અન્ય દર્શનીને પ્રતિબોધિ, શ્રી મહાવીર દેવને સમવસરણે જઈ, તીર્થંકરને વાંદીને, આર્દ્રકુમાર, આજ્ઞાનો આરાધક થયો. ૫૪

बुद्धस्स आणाए इमं समाहिं ।
अस्सिं सुठिच्चा तिविहेण ताई ॥
तरिउं समुद्दं च महा भवोघं ।
आयाणवंतं समुदा हरेज्जा तिबेमि ॥ ५५ ॥

અર્થઃ—હવે અધ્યયન પરિ સમાપ્તિ ભણી કહે છે. (બુદ્ધસ્સઆણાએઈમંસમાહિં કે૦) બુદ્ધ એટલે તત્વના જાણ, એવા શ્રી મહાવીર દેવ, તેની આજ્ઞાયે આ સમાધિ, ધર્મ પ્રાપ્તિ લક્ષણ લહીને, એ સમાધિને વિષે પ્રવર્ત્તતો ત્રિવિધ ત્રિવિધ પ્રકારે છકાયનો રક્ષપાલ એવો સાધુ, ભયંકર સંસાર સમુદ્ર તરીને આદાનવંત એટલે સમ્યક જ્ઞાન, દર્શન, અને ચારિત્ર સહિત થકો, એમ આર્દ્રકુમારની પેરે યથાવસ્થિત પરૂપણાયે કરી પરદર્શનીનો નિરાકરણ કરીને મોક્ષનો માર્ગ પ્રગટ કરે, તે સાધુ જાણવો. ત્તિબેમિની વ્યાખ્યા, પૂર્વવત જાણવી. ૫૫

ए अद्दइज्ज नामे छठा अध्ययननो संक्षेपार्थ बालावबोध समाप्त थयो. ॥ ६ ॥

श्री

# उत्तराध्ययन सूत्रनुं पहेलुं

## अध्ययन.

संजोगा विप्पमुक्कस्स, अणगारस्स भिक्खुणो ॥
विणयं पाउकरिस्सामि, आणुपुव्विं सुणेह मे ॥१॥

શબ્દાર્થ:—શ્રી સુધર્માસ્વામી, જંબૂસ્વામીને ઉદ્દેશીને બીજા શિષ્યોને પણ કહે છે કે, હે શિષ્યો! (સંજોગા કે૦) બાહ્ય અને અભ્યંતર એવા બે પ્રકારના સંયોગથી (વિપ્પમુક્કસ્સ કે૦) વિશેષે મૂકાએલો એવો, અને (અણગારસ્સ કે૦) ઘર રહિત એટલે નિયતવાસ રહિત એવો (ભિખ્ખુણો કે૦) ભ્રમરના સરખી વૃત્તિએ આહાર ગ્રહણ કરી શરીરને ધારણ કરનારો જે સાધુ, તેના (વિણયં કે૦) વિનયને, હું (આણુપુવ્વિં કે૦) અનુક્રમે કરીને (પાઉકરિસ્સામિ કે૦) પ્રગટ કરીશ, તે (મે કે૦) મ્હારા વચનને, તમે (સુણેહ કે૦) સાંભળો. (૧)

વિશેષાર્થ:—પાંચમા ગણધર શ્રી સુધર્માસ્વામી, જંબૂસ્વામીને ઉદ્દેશીને બીજા શિષ્યોને પણ કહે છે કે, હે શિષ્યો! ધન, ધાન્ય, પુત્ર, મિત્ર અને સ્ત્રીઆદિક સચિત્ત અચિત્ત રૂપ બાહ્ય સંયોગથી, તથા મિથ્યાત્વ, સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુંસકવેદ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંછા, ક્રોધ, માન, માયા, અને લોભ રૂપ અભ્યંતર સંયોગ, એ બે પ્રકારના સંયોગથી વિ

વશે મૂકાએલો, અણગાર એટલે ઘર વિનાનો અર્થાત્ નિયતવા સ રહિત અને માધુકરી વૃત્તિથી આહાર ગ્રહણ કરી શરીરને ધારણ કરનારો જે ભિક્ષુ (મુનિ) છે, તેના વિનય ( જે જૈનશા સનનું મૂળ છે તે ) ને હું અનુક્રમે પ્રગટ કરીશ, તે તમે મ્હારા વચનને સાંભળો. (૧)

**आणानिद्देसंकरे, गुरूण-मुववायकारए ॥**
**इंगियागारसंपन्ने, से विणीएत्ति वुच्चई ॥ २ ॥**

શબ્દાર્થ:—જે શિષ્ય ( આણા કે૦ ) તીર્થંકર પ્રણીત સિદ્ધાં તની વાણી અથવા ગુરુનું વચન, તેને ( નિદ્દેસકરે કે૦ ) પ્રમા ણને કરનારો એવો, તથા ( ગુરૂણં કે૦ ) ગુરુઓની ( ઉવવાય કારએ કે૦ ) સમીપે રહેનારો એવો અને ( ઇંગિય કે૦ ) ગુરુની માનસિક ચેષ્ટાને તથા ( આગાર કે૦ ) બાહ્ય ચેષ્ટાને એટલે શ રીરની ચેષ્ટાને ( સંપન્ને કે૦ ) જાણનારો છે, (સે કે૦) તે શિષ્ય ( વિણીએત્તિ કે૦ ) વિનીત એ પ્રકારે (વુચ્ચઈ કે૦) કહેવાય છે.

વિશેષાર્થ:—જે શિષ્ય તીર્થંકર પ્રણીત સિદ્ધાંતની વાણીને અથવા ગુરુના વચનને પ્રમાણ કરનારો છે, ગુરુની સમીપે ર હેનારો છે અને પ્રવૃત્તિ નિવૃત્તિ સૂચવનારી કાંઈક ભ્રૂકુટી અને શિરકંપનાદિક ગુરુની માનસિક ચેષ્ટાને તથા ચલન વિગેરેને સૂ ચવનારી તથા કોઈ પણ દિશામાં જોવું, એ વિગેરે ગુરુના શ રીરની બાહ્યચેષ્ટાને જાણનારો છે, તે શિષ્ય વિનીત કહેવાય છે. ૨

હવે અવિનીત શિષ્યનું લક્ષણ કહે છે.

**आणाऽनिद्देसकरे, गुरूण-मणुववायकारए ॥**
**पडिणीए असंबुद्धे, अविणीएत्ति वुच्चई ॥ ३ ॥**

શબ્દાર્થઃ—જે શિષ્ય (આણા કે૦) તીર્થંકર પ્રણીત સિદ્ધાંતની વાણી અથવા ગુરુનું વચન, તેને (અનિદ્દેસકરે કે૦) અપ્રમાણ કરનારો એવો, તથા (ગુરૂણં કે૦) ગુરુઓની (અણુવવાયકારએ કે૦) સમીપે નહી રહેનારો એવો, તથા (પડિણીએ કે૦) ગુરુનો પ્રત્યનીક એટલે ગુરુનાં છળ જોનારો એવો અને (અસંબુદ્ધે કે૦) તત્વનો અજાણ છે, તે શિષ્ય (અવિણીએત્તિ કે૦) અવિનીત એ પ્રકારે (વુચ્ચઇ કે૦) કહેવાય છે. (૩)

વિશેષાર્થઃ—જે શિષ્ય તીર્થંકર તથા ગુરુના વચનને પ્રમાણ કરતો નથી, તથા જે "જાણે ગુરુ કાંઈ કામ બતાવશે" એવા ભયથી ગુરુની પાસે રહેતો નથી, તેમજ જે ગુરુનાં છિદ્ર જૂએ છે, અને પોતે કાંઈ પણ તત્વને જાણતો નથી, તે શિષ્ય અવિનીત કહેવાય છે. (૩)

હવે અવિનીતનું દોષ પૂર્વક દૃષ્ટાંત કહે છે.

जहा सुणी पूइकन्नी, निक्कसिज्जइ सव्वसो ॥
एवं दुस्सील पडिणीए, मुहरी निक्कसिज्जई ॥४॥

શબ્દાર્થઃ—(જહા કે૦) જેમ (પૂઈકન્ની કે૦) સડી ગએલા કાનવાળી (સુણી કે૦) કૂતરી, (સવ્વસો કે૦) સર્વ સ્થાનકેથી (નિક્કસિજ્જઈ કે૦) બહાર કાઢી મૂકાય છે, (એવં કે૦) એ પ્રકારે (દુસ્સીલ કે૦) દુષ્ટ આચારવાળો એવો, તથા (પડિણીએ કે૦) ગુરુનો પ્રત્યનીક એટલે ગુરુનો દ્વેષી એવો અને (મુહરી કે૦) વાચાળ એટલે જેમ તેમ બકવાદ કરનારો અથવા અરિ જેવું છે મુખ જેનું એવો અવિનીત શિષ્ય (નિક્કસિ

જઈ કે૦ ) સંઘાડામાંથી બહાર કાઢી મૂકાય છે. ( ૪ )

વિશેષાર્થ:—જેવી રીતે સડી ગએલા કાનવાળી અર્થાત્ જેના સર્વ અંગમાં કીડા પડેલા છે, એવી કૂતરી ઘર વિગેરે સર્વ સ્થાનકમાંથી બહાર કાઢી મૂકાય છે, તેવી રીતે દુષ્ટ આચારવાળો, ગુરુનો દ્વેષી અને જેમ તેમ બકવાદ કરનારો અથવા વૈરીના જેવા મુખવાળો અવિનીત શિષ્ય સંઘાડામાંથી બહાર કાઢી મૂકાય છે. એમ જાણીને દુર્વિનીતપણું તજવું. ( ૪ )

कणकुंडगं चइत्ताणं, विठं भुंजइ सूयरे ॥
एवं सीलं चइत्ताणं, दुस्सीले रमई मिए ॥ ५ ॥

શબ્દાર્થ:—જેમ ( સૂયરે કે૦ ) ભૂંડ ( કણકુંડગં કે૦ ) અન્નથી ભરેલા પાત્રને ( ચઈત્તાણું કે૦ ) ત્યાગ કરીને ( વિઠું કે૦ ) વિષ્ટાને ( ભુંજઈ કે૦ ) ખાય છે ( એવં કે૦ ) એ પ્રકારે ( મિએ કે૦ ) મૃગ પશુ સરખો મૂર્ખ શિષ્ય, તે ( સીલં કે૦ ) રૂડા આચારને ( ચઈત્તાણું કે૦ ) ત્યાગ કરીને ( દુસ્સીલે કે૦ ) દુષ્ટ આચારને વિષે ( રમઈ કે૦ ) રમે છે. ( ૫ )

વિશેષાર્થ:—જેવી રીતે ભૂંડ ચોખાથી ભરેલા પાત્રને ત્યાગ કરીને વિષ્ટાને ખાય છે, તેવી રીતે ભૂંડ સમાન મૂર્ખ સાધુ ચોખા જેવા રૂડા આચારને છોડીને વિષ્ટા સમાન દુષ્ટ આચારમાં રમે છે. ( ૫ )

सुणियाभावं साणस्स, सूयरस्स नरस्स य ॥
विणए ठविज्ज अप्पाणं, इच्छंतो हिय-मप्पणो ॥६॥

શબ્દાર્થ:—( સાણુસ્સ કે૦ ) કૂતરાના ( સૂયરસ્સ કે૦ ) ભૂંડના ( ય કે૦ ) અને ( નરસ્સ કે૦ ) મૂર્ખ પુરુષના ( અભાવં કે૦ ) નિંદા કરવા યોગ્ય અશુભ ભાવને ( સુણિય કે૦ ) સાંભળીને ( અપ્પણો કે૦ ) આત્માના ( હિયં કે૦ ) હિતને ( ઇચ્છંતો કે૦ ) ઇચ્છતો સતો, પુરુષ ( અપ્પાણં કે૦ ) પોતાના આત્માને (વિણુએ કે૦) વિનયને વિષે ( ઠવિજ્જ કે૦ ) સ્થાપન કરે.

વિશેષાર્થ:—એવી રીતે ( ઉપર કહ્યા પ્રમાણે ) કૂતરાના, ભૂંડના અને મૂર્ખ પુરુષના નિંદા કરવા યોગ્ય દૃષ્ટાંતને સાંભળીને, આત્માનું હિત ઇચ્છનાર પુરુષે પોતાના આત્માને વિનયમાં સ્થાપન કરવો. અર્થાત્ વિનય કરવો. ( ૬ )

तम्हा विणय—मेसिज्जा, सीलं पडिलभे—ज्जउ ॥
बुद्धपुत्त नियागट्ठी, न निक्कसिज्जइ कन्हुइ ॥ ७ ॥

શબ્દાર્થ:—( તમ્હા કે૦ ) તે કારણ માટે ( બુદ્ધપુત્ત કે૦ ) આચાર્યો ( ગુરુઓ ) ને પુત્ર સરખા અને ( નિયાગટ્ઠી કે૦ ) મોક્ષના અભિલાષી એવા સાધુએ ( વિણયં કે૦ ) વિનયને ( એસિજ્જા કે૦ ) કરવો. ( જઓ કે૦ ) જે વિનય કરવાથી ( સીલં કે૦) રૂડો આચાર ( પડિલભેજ કે૦ ) પ્રાપ્ત થાય છે. પછી તે વિનયવાન શિષ્ય ( કન્હુઈ કે૦ ) કોઈ સ્થાનકમાંથી ( ન નિક્કસિજ્જઈ કે૦ ) કાઢી મૂકાતો નથી. ( ૭ )

વિશેષાર્થ:—તે કારણ માટે આચાર્યને પુત્ર સરખા અને મોક્ષના અભિલાષી એવા સાધુએ વિનય કરવો. વિનય કરવાથી શીલ ( શુભ આચાર ) પ્રાપ્ત થાય છે. પછી વિનયવાન્ અને

શીલવાન્ થએલો શિષ્ય કોઈ સ્થાનકમાંથી કાઢી મૂકાતો નથી. અર્થાત્ સર્વ ઠેકાણે તેનો આદર થાય છે. ( ૭ )

હવે વિનયની પરિપાટી બતાવે છે.

निस्संते सिया ऽमुहरी, बुद्धाणं अंतिए सया ॥
अट्ठजुत्ताणि सिक्खिज्जा, निरट्ठाणि उ वज्जए ॥८॥

શબ્દાર્થ:—સાધુ ( નિસ્સંતે કે૦ ) અતિશય શાંત અર્થાત્ ક્રોધ રહિત, તથા ( અમુહરી કે૦ ) અવાચાળ ( સિયા કે૦ ) થાય. અને ( સયા કે૦ ) નિરંતર ( બુદ્ધાણં કે૦ ) આચાર્યોની ( અંતિએ કે૦ ) પાસે ( અટ્ઠજુત્તાણિ કે૦ ) અર્થ યુક્ત શાસ્ત્રોને ( સિક્ખિજ્જા કે૦ ) શીખે. ( ઉ કે૦ ) અને ( નિરટ્ઠાણિ કે૦ ) અર્થ રહિત એવાં શાસ્ત્રોને ( વજ્જએ કે૦ ) વર્જે. ( ૮ )

વિશેષાર્થ:—સાધુએ હમ્મેશાં ક્રોધ રહિત થવું જોઇએ, વિશેષ વાચાળ થવું નહી, તેમજ તત્વને જાણનારા આચાર્યોની પાસેથી ત્યાગ કરવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય એવી વસ્તુઓને સૂચવનારાં સિદ્ધાંત વાકયો શીખવાં અને પ્રયોજન વિનાનાં તથા ધર્મ રહિત એટલે સ્ત્રીઓનાં લક્ષણને સૂચવનારાં કોકશાસ્ત્ર અને વાત્સ્યાયન શાસ્ત્ર વિગેરેનાં વચનો વર્જવાં. (૮)

अणुसासिओ न कुप्पेज्जा, खंति सेवेज्ज पंडिए॥
खुड्डेहिं सह संसग्गिं, हासं कीडं च वज्जए ॥ ९॥

શબ્દાર્થ:—( અણુસાસિઓ કે૦ ) ગુરુએ શિક્ષણ કરેલો એવો વિનીત શિષ્ય, ગુરુ ઉપર ( ન કુપ્પેજ્જા કે૦ ) કોપ ન કરે,

પણ ( પંડિએ કે૦ ) પંડિત એવો તે શિષ્ય ( ખંતિ કે૦ ) ક્ષમાને ( સેવેજ્જ કે૦ ) સેવે. અને ( ખુડ્ડેહિં કે૦ ) બાળકોની અથવા ધર્મથી ભ્રષ્ટ થએલા પાસત્થાદિકની ( સહ કે૦ ) સાથે ( સંસગ્ગિં કે૦ ) સંસર્ગને ( હાસં કે૦ ) હાસ્યને ( ચ કે૦ ) અને ( કીડં કે૦ ) ક્રીડાને ( વજ્જએ કે૦ ) વર્જે. ( ૯ )

વિશેષાર્થ:—વિનીત સાધુને જો કદાપિ ગુરુ કઠોર વચનોથી તિરસ્કાર કરે, તો પણ " આત્માનું હિત માની " તેણે કોપ કરવો નહિ, પણ તત્વને જાણનારા તે સાધુએ ક્ષમા રાખવી. તેમજ ક્ષુદ્ર બાળકોની સાથે અથવા ધર્મથી ભ્રષ્ટ થએલા પાસત્થાઓની સાથે સંગ, હાસ્ય, અને ક્રીડા વર્જવી. ( ૯ )

**मा य चंमालियं कासी, बहुयं मा य आलवे ॥**
**कालेण य अहिज्जित्ता, तउ झाइज्ज एगगउ ॥१०॥**

શબ્દાર્થ:—હે શિષ્ય ! તું ( ચંડાલિયં કે૦ ) ક્રોધે કરીને મિથ્યાભાષણ ( મા કાસી કે૦ ) ન કર. ( ય કે૦ ) અને ( બહુયં કે૦ ) ઘણું ( મા આલવે કે૦ ) ન બોલીશ. ( ય કે૦ ) વળી ( કાલેણ કે૦ ) પહેલા પહોરને વિષે શાસ્ત્રને ( અહિજ્જિત્તા કે૦ ) ભણીને ( ય કે૦ ) વળી ( તઓ કે૦ ) ત્યાર પછી બીજા પહોરને વિષે ( એગગઓ કે૦ ) એકલો થઇને ( ઝાઈજ્જ કે૦ ) પૂર્વે ભણેલા શાસ્ત્રને ચિંતવન કર. ( ૧૦ )

વિશેષાર્થ:—હે શિષ્ય ! ક્રોધને વશ્ય થઇને તું મિથ્યા ભાષણ કરીશ નહિ અને વધારે પડતું ભાષણ પણ કરીશ નહી. "કારણ કે, ઘણું ભાષણ કરવાથી ઘણા દોષ થાય છે." તેમજ પ્રથમ પોર

શીના સમયમાં શાસ્ત્રનું અધ્યયન કરીને પછી બીજી પોરશીમાં પૂર્વે જે અધ્યયન કરેલું હોય તેને "દ્રવ્યથી પશુ પંડકાદિ રહિત ઉપાશ્રયમાં રહીને અને ભાવથી રાગ દ્વેષ રહિત થઇને" અર્થાત્ એકલા રહીને ચિંતવન કરજે. (૧૦)

**आहच्च चंडालियं कट्टु, न निन्हवेज्ज कयाइवि ॥**
**कडं कडित्ति भासिज्जा, अकडं नो कडित्ति य ॥११॥**

શબ્દાર્થ:—વિનીત શિષ્યે (આહચ્ચ કે૦) કદાચિત (ચંડાલિયં કે૦) ક્રોધને વશ્ય થઈ દુષ્કૃત એટલે પાપકર્મ (કટ્ટુ કે૦) કરીને (કયાઈવિ કે૦) ક્યારે પણ ગુરુની પાસે (ન નિન્હવેજ્જ કે૦) ન ગોપવવવું; પણ (કડં કે૦) કરેલા કાર્યને (કડિત્તિ કે૦) કર્યું છે એ પ્રકારે (ય કે૦) અને (અકડં કે૦) ન કરેલા કાર્યને (નો કડિત્તિ કે૦) નથી કર્યું એ પ્રકારે (ભાસિજ્જા કે૦) કહેવું. (૧૧)

વિશેષાર્થ:—જો કદાપિ ક્રોધાદિ કષાયને વશ્ય થઇને કાંઈ પણ દુષ્કૃત્ય થઈ ગયું હોય તો વિનીત સાધુએ ગુરુની આગળ ગોપવવું નહી. જો કર્યું હોય તો "મેં કર્યું છે" એમ કહેવું અને ન કર્યું હોય તો "મેં નથી કર્યું" એમ કહેવું. અર્થાત વિનીત શિષ્યે ગુરુની આગળ સત્ય બોલવું. (૧૧)

હવે વિનીત અને અવિનીત શિષ્યનું દૃષ્ટાંત કહે છે.

**मा गलियस्सेव कसं, वयण—मिच्छे पुणो पुणो ॥**
**कसं व दट्ठु—माइन्ने, पावगं परिवज्जए ॥ १२ ॥**

શબ્દાર્થ:—વિનીત શિષ્ય ( ગલિયસ્સેવ કે૦ ) ગળિયા ઘોડાની પેઠે ( વયણું કે૦ ) ગુરુના વચન રૂપ ( કસં કે૦ ) ચાબુકને ( પુણો પુણો કે૦ ) વારંવાર ( મા ઇચ્છે કે૦ ) ન ઇચ્છે. અર્થાત્ જેમ ગળિયો ઘોડો સ્વારની ચાબુકને વારંવાર ઇચ્છે, તેમ વિનીત શિષ્ય ગુરુનાં શિક્ષારૂપ વચનને વારંવાર ન ઇચ્છે. વળી ( આઇન્ને કે૦ ) સુશિક્ષિત ઘોડો જેમ ( કસં વ કે૦ ) ચાબુકને ( દહું કે૦ ) દેખીને દુષ્ટગતિ વર્જે, તેમ વિનીત શિષ્ય ( પાવગં કે૦ ) પાપકર્મને ( પરિવજ્જએ કે૦ ) વર્જે. ( ૧૨ )

વિશેષાર્થ:—વિનીત સાધુ સુશિક્ષિત અશ્વની પેઠે " કરવા યોગ્ય કાર્યની પ્રવૃત્તિ સૂચવનારૂં અને નહિ કરવા યોગ્ય કાર્યની નિવૃત્તિ સૂચવનારૂં " જે ગુરુનું શિક્ષારૂપ વચન, તેને વારંવાર ઇચ્છતો નથી. અર્થાત્ ગુરુએ ફક્ત એક વાર કહ્યું હોય, તો તેનું સર્વ કાર્ય તથા ગુરુનું ચિત્ત જાણી જાય છે. જેમ દુર્વિનીત અશ્વ પોતાના સ્વારની ચાબુકને વારંવાર ઇચ્છે છે, તેમ વિનીત શિષ્ય ગુરુના વચન રૂપ તિરસ્કારને વારંવાર ઇચ્છતો નથી. અર્થાત્ સુવિનીત શિષ્યે આચાર્યનો મનોગત ભાવ આકૃતિથી જાણીને પાપાચરણ વર્જવું. ( ૧૨ )

હવે વિનીત અને અવિનીતનો આચાર કહે છે.

( કાવ્યમ. )

**अणासवा थूलवया कुसीला, मिउंपि चंडं पकरंति सीसा ॥**
**चित्ताणुआ जहु दक्खोववेया, पसायए ते हु दुरासयंपि १३**

શબ્દાર્થ:—( અણાસવા કે૦ ) ગુરુના વચનમાં નહિ રહેનારા

રા એવા, તથા ( થૂલવયા કે૦ ) અવિચાર્યું બોલનારા અને ( કુસીલા કે૦ ) દુષ્ટ આચારવાળા એવા ( સીસા કે૦ ) જે અવિનીત શિષ્યો છે, તે ( મિઉંપિ કે૦ ) સરળ એવા ગુરુને પણ ( ચંડં કે૦ ) ક્રોધ યુક્ત ( પકરંતિ કે૦ ) કરે છે; અને ( ચિત્તાણુઆ કે૦ ) ગુરુના ચિત્તને અનુસરનારા અને ( લહુ કે૦ ) શીઘ્ર ( દક્ખોવવેયા કે૦ ) ચાતુર્ય સહિત એવા જે વિનીત શિષ્યો છે ( તે કે૦ ) તે શિષ્યો ( દુરાસયંપિ કે૦ ) ક્રોધી ગુરુને પણ ( હુ કે૦ ) નિશ્ચે ( પસાયએ કે૦ ) પ્રસન્ન કરે છે. ( ૧૩ )

વિશેષાર્થ:—ગુરુના વચનમાં નહિ રહેનારા, અવિચાર્યું ભાષણ કરનારા અને દુષ્ટાચારવાળા અવિનીત શિષ્યો પોતાના સરળ એવા ગુરુને ક્રોધ યુક્ત કરે છે. તેમજ ગુરુના ચિત્તને અનુસરનારા અને શીઘ્ર ચાતુર્યને ધારણ કરનારા વિનીત શિષ્યો પોતાના ક્રોધી ગુરુને પણ પ્રસન્ન કરે છે. ( ૧૩ )

**नापुठो वागरे किंचि, पुठो वा नालियं वए ॥**
**कोहं असच्चं कुव्वेज्जा, धारेज्जा पिय—मप्पियं॥१४॥**

શબ્દાર્થ:—સુવિનીત શિષ્ય ( અપુઠ્ઠો કે૦ ) ગુરુએ અણપૂછ્યો સતો અથવા અલ્પ પૂછ્યો સતો ( કિંચિ કે૦ ) કાંઈ પણ ( ન વાગરે કે૦ ) ન બોલે. ( વા કે૦ ) અથવા ( પુઠ્ઠો કે૦ ) ગુરુએ પૂછ્યો સતો ( અલિયં કે૦ ) અસત્ય ( ન વએ કે૦ ) ન બોલે. અને ( કોહં કે૦ ) ક્રોધને ( અસચ્ચં કે૦ ) નિષ્ફળ ( કુવ્વેજ્જા કે૦ ) કરે. તેમજ ( અપ્પિયં કે૦ ) અપ્રિય એવી ગુરુની હિતશિક્ષાને ( પિયં કે૦ ) પ્રિય માનીને ( ધારેજ્જા કે૦ ) પોતાના મનને વિષે ધારણ કરે. ( ૧૪ )

વિશેષાર્થ:—વિનીત શિષ્ય ગુરુએ અણપૂછયો સતો, અથવા અલ્પ પૂછયો સતો કાંઈ પણ બોલે નહિ, તથા ગુરુએ પૂછયો સતો અસત્ય પણ ન બોલે. અને કદાપિ ગુરુએ તિરસ્કાર કર્યો હોય, તો તેથી થએલા ક્રોધને નિષ્ફળ કરે, તેમજ જો ગુરુએ કહેલું વચન અપ્રિય હોય, તો પણ તેને પોતાના આત્માને હિતકારી માની મનમાં ધારણ કરે. ( ૧૪ )

अप्पा चेव दमेयव्वो, अप्पा हु खलु दुद्दमो ॥
अप्पा दंतो सुही होई, अस्सिं लोए परत्थ य ॥१५॥

શબ્દાર્થ:—( અપ્પા ચેવ કે૦ ) આત્માને જ ( દમેયવ્વો કે૦ ) દમન કરવો. ( ખલુ કે૦ ) જે કારણ માટે ( અપ્પા કે૦ ) આત્મા ( હુ કે૦ ) નિશ્ચે ( દુદ્દમો કે૦ ) દુર્દમ છે. ( અપ્પા કે૦ ) આત્માને ( દંતો કે૦ ) દમન કરતો સતો જીવ ( અસ્સિં લોએ કે૦ ) આલોકને વિષે ( ય કે૦ ) અને ( પરત્થ કે૦ ) પરલોકને વિષે ( સુહી હોઈ કે૦ ) સુખી થાય છે. ( ૧૫ )

વિશેષાર્થ:—વિનીત સાધુએ આત્માને વશ્ય કરવો. કારણ કે, આત્મા ઘણોજ દુર્દમ છે. આત્માને વશ્ય કરનારો જીવ આલોક અને પરલોકમાં સુખી થાય છે. ( ૧૫ )

હવે આત્માને દમન કરતાં શું ચિંતવન કરવું? તે કહે છે.

वरं मे अप्पा दंतो, संजमेण तवेण य ॥
मा ऽहं परेहिं दम्मंतो, बंधणेहिं वहेहि य ॥१६॥

શબ્દાર્થ:—( મે કે૦ ) મેં ( સંજમેણ કે૦ ) સંયમે કરીને

( ય કે૦ ) અને ( તવેણ કે૦) તપે કરીને ( અપ્પા કે૦ ) આત્મા ને અર્થાત્ દેહને (દંતો કે૦) વશ્ય કર્યો, તે ( વરં કે૦ ) સારૂં થયું. વળી ( અહં કે૦ ) હું ( પરેહિં કે૦) અન્ય લોકોના ( બંધણેહિં કે૦ ) બંધને કરીને ( ય કે૦ ) અને ( વહેહિ કે૦ ) વધે કરીને ( દમ્મંતો કે૦ ) દમન કરાએલો ( મા કે૦ ) નહી થઉં.૧૬

વિશેષાર્થ:—સંયમ અને તપથી મેં મ્હારો આત્મા ( દેહ ) વશ્ય કર્યો તે સારૂં કર્યું "અર્થાત્ સત્તર પ્રકારના +સંયમથી અને બાર પ્રકારના *તપથી આ આત્મા જે પંચેંદ્રિય રૂપ, તેને સારા માર્ગમાં લઈ જવો." જેમ દુર્વિનીત અશ્વ અથવા વૃષભ ચાબુકવડે ઉન્માર્ગથી સારે રસ્તે લેઈ જવાય છે, તેવી રીતે આ આત્માને પણ જાણવું. તેમજ મનમાં એમ ચિંતવવું કે, " હું

---

+ ૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુન, ૫ પરિગ્રહ એ પાંચ આશ્રવથી વિરામ પામવું. ૬ શ્રોત્ર, ૭ ચક્ષુ, ૮ ઘ્રાણ, ૯ રસ અને ૧૦ સ્પર્શ એ પાંચ ઇંદ્રિઓનો નિગ્રહ કરવો. ૧૧ ક્રોધ, ૧૨ માન, ૧૩ માયા અને ૧૪ લોભ એ ચાર કષાયને જીતવા. તેમજ ૧૫ મનદંડ, ૧૬ વચનદંડ અને ૧૭ કાયદંડ એ ત્રણ પ્રકારના દંડથી દૂર રહેવું એ સત્તર પ્રકારનો સંયમ જાણવો.

* ૧ અનશન, ૨ ઉનોદરી, ૩ વૃત્તિસંક્ષેપ, ૪ રસપરિત્યાગ, ૫ કાયક્લેશ અને ૬ ઇંદ્રિયપડિસંલીનતા એ છ પ્રકારનું બાહ્ય તપ, તથા ૭ પ્રાયશ્ચિત્ત, ૮ વિનય, ૯ વૈયાવચ્ચ, ૧૦ સજ્ઝાય, ૧૧ ધ્યાન અને ૧૨ કાયોત્સર્ગ એ છ પ્રકારનું આભ્યંતર તપ મળી બાર પ્રકારનું તપ જાણવું.

અન્ય લોકોથી, બંધન જે બેડી વિગેરેથી. અને વધ જે લાકડી તથા અંકુશ વિગેરેના મારથી દમન કરેલો ન થઉં." અર્થાત્ બીજા પુરુષો જો મને તાડન, તિરસ્કારથી દમન કરશે, તો મ્હારૂં શ્રેય (કલ્યાણ) નથી. આવી શિક્ષાથી આત્માને વશ્ય કરવો.

હવે ફરીથી વિનયની શિક્ષા કહે છે.

पडिणीयं च बुद्धाणं, वाया अडुव कंम्मुणा ॥
आवी वा जइवा रहस्से, नेव कुज्जा कयाइंवि ॥१७॥

શબ્દાર્થ:—(ચ કે૦) વળી વિનીત શિષ્ય (આવી કે૦) પ્રત્યક્ષપણે એટલે લોકોની સમક્ષ (જઈવા કે૦) અથવા (રહસ્સે કે૦) એકાંતને વિષે (બુદ્ધાણં કે૦) આચાર્યો (ગુરુઓ)ની સાથે (વાયા કે૦) વચને કરીને (અદુવ કે૦) અથવા (કમ્મુણા કે૦) ક્રિયાયે કરીને એટલે સંથારો ઉલ્લંઘવે કરીને (કયાઇંવિ કે૦) કયારે પણ (પડિણીયં કે૦) શત્રુભાવને (નેવ કુજ્જા કે૦) નહીજ કરે. (વા કે૦) વા શબ્દ પાદપૂર્ણાર્થે જાણવો.૧૭

વિશેષાર્થ:—વિનીત શિષ્યે લોકોની સમક્ષ અથવા એકાંતમાં કોઈ વખતે ગુરુનો વચનથી પણ શત્રુભાવ એટલે "તમે શું જાણો છો?" એવો તિરસ્કાર અને ક્રિયાથી એટલે ગુરુના સંથારાનું ઉલ્લંઘન અથવા ચરણના સંઘટ્ટનથી અવિનય નજ કરવો. શાસ્ત્રમાં કહ્યું છે કે-શત્રુના ગુણ ગ્રહણ કરવા, પણ ગુરુના અવગુણ ન પ્રકાશવા. (૧૭)

હવે વિનીત સાધુએ કેવી રીતે બેસવું? તે કહે છે.

न पक्खओ न पुरओ, नेव किच्चाण पिठओ ॥
न जुंजे ऊरुणा ऊरुं, सयणे नो पडिस्सुणे ॥१८॥

શબ્દાર્થ:—વિનીત શિષ્ય (કિચ્ચાણ કે૦) આચાર્યો-ગુરુઓની (પખ્ખઓ કે૦) પડખે (ન કે૦) ન બેસે, તથા (પુરઓ કે૦) ગુરુઓની આગળ (ન કે૦) ન બેસે, તથા (પિટ્ઠઓ કે૦) ગુરુઓની પાછળ (નેવ કે૦) નજ બેસે, તથા ગુરુની (ઊરુણા કે૦) જંઘાની સાથે પોતાની (ઊરું કે૦) જંઘાને (ન જુંજે કે૦) અડકાડીને ન બેસે અને ગુરુના વચનને (સયણે કે૦). શય્યામાં સૂતો સતો (નો પડિસ્સુણે કે૦) ન સાંભળે. અર્થાત્ ગુરુની પાસે આવીને સાંભળે. (૧૮)

વિશેષાર્થ:—વિનીત શિષ્યે ગુરુની પડખે ન બેસવું. "કારણ કે, તેમ બેસવાથી ગુરુની સાથે એક પંક્તિ થતાં સમાનપણું થાય છે." ગુરુની આગળ પણ ન બેસવું: "કારણ કે, તેમ બેસવાથી વંદના કરનાર પુરુષને ગુરુનું મુખ જોઈ શકાતું નથી, ગુરુની પાછળ પણ ન બેસવું "કારણ કે, તેમ બેસવાથી ગુરુ તથા શિષ્ય એ બન્નેનું મુખ સાથે જોવામાં આવે તેથી રસ ભંગ થાય છે." ગુરુની સાથળ સાથે સાથળનો સંઘટ્ટો કરવો નહી. "કારણ કે, અતિ સ્પર્શથી અવિનય થાય છે. તેમ જ ગુરુનું વચન સૂતાં અથવા બેસતાં સાંભળવું નહી. અર્થાત્ જ્યારે ગુરુ કાંઈ કહે, ત્યારે સૂતાં કે બેસતાં "અમે આમ કરીશું" એવો પ્રત્યુત્તર આપવો નહી, પણ પોતે જાતે ઉઠી ગુરુની પાસે આવી તેમનું વચન સાંભળવું. (૧૮)

**नेव पल्हत्थियं कुज्जा, पक्खपिंडं च संजए ॥**
**पाए पसारिए वा वि, न चिट्ठे गुरुणांतिए ॥१९॥**

શબ્દાર્થ:—(સંજએ કે૦) વિનીત શિષ્ય (ગુરુણંતિએ

કે૦ ) ગુરુની પાસે ( પલ્હત્થિયં કે૦ ) પગ ઉપર પગ ચઢાવીને ( ચ કે૦) અને ( પખ્ખપિંડં કે૦ ) બે જંઘાને વસ્ત્ર વીંટીને અ થવા જંઘા ઉપર બે હાથ ભીડીને બેસવું ( નેવ કુજ્જા કે૦ ) નજ કરે. ( વા કે૦ ) અથવા ( પાએ કે૦ ) ગુરુની સામા પો તાના પગને ( પસારિએ વિ કે૦) લાંબા કરીને પણ ( ન ચિ ટ્ઠે કે૦ ) ન બેસે. ( ૧૯ )

વિશેષાર્થ:—વિનીત શિષ્યે ગુરુની પાસે પગ ઉપર પગ ચઢાવીને, પગની જંઘાને વસ્ત્ર વીંટીને અથવા બે હાથથી શ રીરને બંધન કરીને અને ગુરુની સામા પગ લાંબા કરીને બેસવું નહી. ( ૧૯ )

**आयरिएहिं वाहित्तो, तुसिणीउ न कयाइवि ॥**
**पसायपेहि नियागट्ठी, उवचिट्ठे गुरुं सया ॥२०॥**

શબ્દાર્થ:—( પસાયપેહિ કે૦ ) ગુરુના સ્નેહને ઇચ્છતો અને (નિયાગટ્ઠી કે૦) મોક્ષનો અર્થી એવો વિનીત શિષ્ય (આયરિએહિં કે૦ ) ગુરુઓએ ( વાહિત્તો કે૦ ) બોલાવ્યો સતો (કયાઇવિ કે૦) કયારે પણ ( તુસિણીઓ કે૦ ) બોલ્યા વગર ( ન કે૦ ) ન રહે. એવી રીતે વિનીત શિષ્ય ( ગુરું કે૦ ) ગુરુને ( સયા કે૦ ) નિ રંતર ( ઉવચિટ્ઠે કે૦) સેવે. ( ૨૦ )

વિશેષાર્થ:—ગુરુના સ્નેહને ઇચ્છનારા અને મોક્ષના અર્થી વિનીત શિષ્યને જો ગુરુ બોલાવે, તો તેણે કયારે પણ મૌન ર હેવું નહી. “ કદાપિ બોલવાની શક્તિ હોય અથવા ન હોય તો પણ મૌન રહીને સાંભળ્યું ન સાંભળ્યું કરી બેસી રહેવું નહી.” એટલુંજ નહિ પણ “ આટલા શિષ્યો છતાં ગુરુ મનેજ

બોલાવે છે તેથી મ્હારૂં મ્હોટું ભાગ્ય." એમ સમજી વિની
ત શિષ્યે એ પ્રમાણે ગુરુની સેવા કરવી. ( ૨૦ )

હવે ફરીથી વિનયની શિક્ષા કહે છે.

**आलवंते लवंते वा, न निसिज्ज कयाइवि ॥**

**चइऊण आसणं धीरो, जत्तं जुत्तं पडिस्सुणे ॥२१॥**

શબ્દાર્થ:—(ધીરો કે૦) ધીર એટલે બુદ્ધિમાન અને (જઓ કે૦) યત્નવાન એટલે ગુરુનાં કાર્ય કરવામાં તત્પર એવો વિની ત શિષ્ય "ગુરુએ" (આલવંતે કે૦) એક વાર કહે છતે (વા કે૦) અથવા (લવંતે કે૦) વારંવાર કહે છતે (કયાઇવિ કે૦) ક્યારે પ ણ (ન નિસિજ્જ કે૦) બેસી રહે નહી, પણ ( આસણં કે૦ ) પોતાના આસનને (ચઈઊણ કે૦) ત્યાગ કરીને (જુત્તં કે૦) એકા ગ્ર ચિત્તે કરી (પડિસ્સુણે કે૦) સાંભળે. ( ૨૧ )

વિશેષાર્થ:—બુદ્ધિમાન્ અને ગુરુનાં કાર્ય કરવામાં તત્પર એવા વિનીત શિષ્યે જો ગુરુએ એક વખત થોડું કહ્યું હોય, અ થવા વારંવાર કહ્યું હોય, તો પણ તે વખતે બેસી નહિ રહેતાં આસન છોડી ગુરુ પાસે જઈ ગુરુ જે કાર્ય કહે, તે એકાગ્ર ચિ ત્તે સાંભળીને અંગીકાર કરવું. ( ૨૧ )

**आसणगत न पुच्छेज्जा, नेव सिज्जागत कयाइवि ॥**

**आगम्मुकडुत संतो, पुच्छेज्जा पंजलीउडो ॥ २२ ॥**

શબ્દાર્થ:—( આસણગઓ કે૦ ) પોતાના આસન ઉપર બેઠેલો એવો વિનીત શિષ્ય, ગુરુને સૂત્ર તથા અર્થ વિગેરે ( ન પુચ્છેજ્જા કે૦ ) ન પૂછે, તથા ( સિજ્જાગઓ કે૦ ) શય્યામાં

સૂતો સતો ( કયાઇવિ કે૦ ) ક્યારે પણ ( નેવ કે૦ ) ન જ પૂછે. ત્યારે કેવી રીતે પૂછે ? તે કહે છે:—( આગમ્મુકડુઓ કે૦ ) પોતાનું આસન મૂકી ગુરુની પાસે આવી ( સંતો કે૦ ) શાંત થઇને, અને ( પંજલીઉડો કે૦ ) બે હાથ જોડીને સૂત્રાર્થ વિગેરે ( પુચ્છેજ્જા કે૦ ) પૂછે. ॥ ૨૨ ॥

વિશેષાર્થ:—વિનીત શિષ્યે આસન ઉપર બેસીને ગુરુને સૂત્રાર્થાદિક ન પૂછવાં, તેમ જ "રોગાદિ ઉપદ્રવ વિનાં" ક્યારે પણ શય્યા ઉપર બેસીને પણ ન પૂછવાં. ત્યારે કેવી રીતે પૂછવાં ? તે કહે છે. પોતાનું આસન મૂકી ગુરુની પાસે આવી (કારણથી આસન ઉપર બેસી) શાંત થઇ બે હાથ જોડી સૂત્રાર્થાદિક પૂછવાં. ॥ ૨૨ ॥

**एवं विणयजुत्तस्स, सुत्तं अत्थं च तदुभयं ॥**
**पुच्छमाणस्स सीसस्स, वागरेज्ज जहा सुयं ॥२३॥**

શબ્દાર્થ:—ગુરુ ( એવં કે૦ ) એ પ્રકારે ( વિણયજુત્તસ્સ કે૦ ) વિનયે કરીને યુક્ત એવા, તથા ( સુત્તં કે૦ ) સૂત્રને ( અત્થં કે૦ ) અર્થને ( ચ કે૦ ) અને ( તદુભયં કે૦ ) સૂત્ર તથા અર્થ એ બન્નેને ( પુચ્છમાણસ્સ કે૦ ) પૂછતા એવા ( સીસસ્સ કે૦ ) શિષ્યને ( જહા કે૦ ) જેમ ગુરુ પરંપરાથી ( સુયં કે૦ ) સાંભળ્યું હોય, તેમ ( વાગરેજ્જ કે૦ ) કહે. ॥ ૨૩ ॥

વિશેષાર્થ:—એવી રીતે વિનયથી યુક્ત તથા સૂત્ર, અર્થ અને સૂત્રાર્થને પૂછનાર વિનીત શિષ્યને ગુરુ જેવી રીતે ગુરુ પરંપરાથી સાંભળ્યું હોય અને જાણ્યું હોય તેવી રીતે કહે. ॥ ૨૩ ॥

**मुसं परिहरे भिक्खू, न य ओहारिणिं वए ॥**
**भासादोसं परिहरे, मायं च वज्जए सया॥२४॥**

શબ્દાર્થ:—(ભિખ્ખૂ કે૦) સાધુ (મુસં કે૦) મૃષાભાષાને (પરિહરે કે૦) ત્યાગ કરે (ય કે૦) અને (ઓહારિણિં કે૦) નિશ્ચયકારી ભાષા (ન વએ કે૦) ન બોલે. તથા (ભાસાદોસં કે૦) ભાષાના દોષને અર્થાત્ સાવદ્ય કામની અનુમોદનાને (પ-રિહરે કે૦) ત્યાગ કરે. (ચ કે૦) અને (માયં કે૦) માયાને (સયા કે૦) નિરંતર (વજ્જએ કે૦) વર્જે. ॥ ૨૪ ॥

વિશેષાર્થ: વિનીત સાધુએ મૃષાભાષા ન બોલવી, તેમ જ નિશ્ચયાત્મક એટલે "આ તો આમ જ છે." એવી ભાષા પણ ન બોલવી. તથા ભાષાના દોષ જે સાવદ્ય કૃત્યને અનુમો-દન કરવું તે પણ ત્યાગ કરવું; તેમજ માયા (કપટ) ઉપલક્ષ-ણથી ક્રોધ, માન અને લોભ એ સર્વને નિરંતર વર્જવા. ॥૨૪॥

**न लवेज्ज पुट्ठो सावज्जं, न निरट्ठं न मम्मयं ॥**
**अप्पणट्ठा परट्ठा वा, उभयस्संतरेण वा ॥ २५ ॥**

શબ્દાર્થ:—વિનીત સાધુ (અપ્પણટ્ઠા કે૦) પોતાને અર્થે (વા કે૦) અથવા (પરટ્ઠા કે૦) બીજાને અર્થે (વા કે૦) અથવા (ઉભયસ્સ કે૦) પોતાને અને પરને અર્થે (અંતરેણ કે૦) પ્રયો-જન વિના (પુટ્ઠો કે૦) કોઇએ પૂછ્યો સતો (સાવજ્જં કે૦) સાવદ્ય વચનને (ન લવેજ્જ કે૦) ન બોલે. તથા (નિરટ્ઠં કે૦) નિરર્થક વચનને (ન કે૦) ન બોલે, તેમજ (મમ્મયં કે૦) મર્મ વચનને પણ (ન કે૦) ન બોલે ॥ ૨૫ ॥

વિશેષાર્થ—વિનીત સાધુ પોતાને અર્થે, પરને અર્થે, અથવા બન્નેને અર્થે, અથવા પ્રયોજન વિના, કોઇએ પૂછયાં સતાં સાવધ વચનને, નિરર્થક વચનને, અને " જેથી મનુષ્યનું મરણ થાય તેવાં રાજ્યવિરુદ્ધાદિ મર્મ વચનને ન બોલે. ॥ ૨૫ ॥

પોતામાં રહેલા દોષ કહી, હવે ઉપાધિથી કરાએલા દોષો કહેછે.

**समरेसु अगारेसु, संधीसु अ महापहे ॥**

**एगो एगित्थिए सद्धिं, नेव चिठे न संलवे ॥२६॥**

શબ્દાર્થઃ—( સમરેસુ કે૦ ) લુહારની શાળાને વિષે, તથા ( અગારેસુ કે૦ ) સૂના ઘરને વિષે, તથા ( સંધીસુ કે૦) બે ઘરના મધ્ય ભાગને વિષે (અ કે૦ ) અને ( મહાપહે કે૦ ) રાજમાર્ગને વિષે (એગો કે૦ ) એકલો એવો સાધુ ( એગિત્થિએ કે૦ ) એકલી સ્ત્રીની ( સદ્ધિં કે૦ ) સાથે ( નેવ ચિટ્ઠે કે૦ ) નજ ઉભો રહે. અને ( ન સંલવે કે૦ ) નજ બોલે. ॥ ૨૬ ॥

વિશેષાર્થઃ—લુહારની શાળા, સૂનું ઘર, બે ઘરની વચ્ચેનો ભાગ અને રાજમાર્ગ (જાહેર રસ્તો ) એટલા સ્થાનોમાં વિનીત સાધુએ એકલા, એકલી સ્ત્રી સાથે ઉભા રહેવું નહી, તેમ બોલવું પણ નહી. ॥ ૨૬ ॥

હવે ગુરુ શીખામણ દે, ત્યારે શિષ્યે શું કરવું જોઇએ તે કહેછે.

**जं मे बुद्धाऽणुसासंति, सीएण फरुसेण वा ॥**

**ममलाभो त्ति पेहाए, पयत्त-त्तं पडिस्सुणे ॥२७॥**

શબ્દાર્થઃ—( બુદ્ધા કે૦ ) ગુરુઓ ( જં કે૦ ) જે ( મે કે૦) મને ( સીએણ કે૦ ) શીતળ વચને કરીને ( વા કે૦ ) અથવા

(ફરુસેણ કે૦) કઠોર વચને કરીને (અણુસાસંતિ કે૦) શીખામણ આપે છે, (તં કે૦) તે (મમલાભોત્તિ કે૦) મ્હારા લાભને અર્થે થશે, એ પ્રકારની (પેહાએ કે૦) બુદ્ધિયે કરીને (પયઓ કે૦) પ્રયત્નવાન્ થએલો શિષ્ય ગુરુના વચનને (પડિસ્સુણે કે૦) સાંભળે. ॥૨૭॥

વિશેષાર્થ:—"ગુરુ મને શીતળ વચનથી અથવા કઠોર વચનથી જે શીખામણ આપે છે, તે મ્હારા લાભને માટે થશે." એવી બુદ્ધિથી પ્રયત્નવાન્ થએલા વિનીત શિષ્યે, ગુરુનું વચન અંગીકાર કરવું, પણ ગુરુના કઠોર વચનથી કોપ ન કરવો. ॥૨૭॥

**अणुसासण–मोवायं, दुक्कडस्स य चोयणं ॥**

**हियं तं मन्नइ पन्नो, वेसं होइ असाहुणो ॥२८॥**

શબ્દાર્થ:—(પન્નો કે૦) બુદ્ધિમાન્ શિષ્ય (દુક્કડસ્સ કે૦) પોતે કરેલા દુષ્કૃત્યના (ચોયણં કે૦) ઠપકા રૂપ (ય કે૦) અને (ઓવાયં કે૦) કોમળ અથવા કઠોર વચન રૂપ, ગુરુની (અણુસાસણં કે૦) શિખામણને (હિયં કે૦) હિતકારક (મન્નઈ કે૦) માને છે, અને (અસાહુણો કે૦) અવિનીત શિષ્યને (તં કે૦) ગુરુનું તે હિતકારક વચન (વેસં કે૦) દ્વેષને ઉત્પન્ન કરનારૂં (હોઈ કે૦) થાય છે. ॥ ૨૮ ॥

વિશેષાર્થ:—બુદ્ધિવાન્ શિષ્ય "આવું દુષ્ટ કામ કેમ કર્યું?" એવી ગુરુની ઠપકા રૂપ, કોમળ અથવા કઠોર વચન રૂપ શિખામણને આલોક અને પરલોકમાં હિતકારી માને છે અને કુશિષ્યને આવું ગુરુનું તે કઠોર વચન, દ્વેષ ઉત્પન્ન કરનારૂ થાય છે. ॥ ૨૮ ॥

हियं विगयभया बुद्धा, फरुसंपि अणुसासणं ॥
वेसं तं होइ मूढाणं, खंति सोहिकरं पयं ॥२९॥

શબ્દાર્થઃ—( વિગયભયા કે૦ ) સાત પ્રકારના ભયથી રહિત થએલા અને ( બુદ્ધા કે૦ ) તત્વને જાણુનારા વિનીત શિષ્યો, ગુરુની ( ફરુસંપિ કે૦ ) કઠોર એવી પણ ( અણુસાસણં કે૦ ) શીખામણુને ( હિયં કે૦ ) હિતકારી માને છે અને ( મૂઢાણું કે૦ ) મૂર્ખોને ( ખંતિ કે૦ ) ક્ષમા કરનારી ( સોહિકરં કે૦ ) આત્માને શુદ્ધ કરનારી અને ( પયં કે૦ ) જ્ઞાનાદિકના સ્થાનક રૂપ ( તં કે૦ ) તે ગુરુની શીખામણ ( વેસં કે૦ ) દ્વેષનું કારણ ( હોઈ કે૦ ) થાય છે. ॥ ૨૯ ॥

વિશેષાર્થઃ—સાત પ્રકારના ભયથી રહિત, અને તત્વને જાણુનારા વિનીત શિષ્યો ગુરુએ શીખામણને માટે કહેલું કઠોર વચન પણ હિતકારી માને છે. અને મૂર્ખ શિષ્યોને ક્ષમાને કરનારૂં, આત્માની શુદ્ધિ કરનારૂં અને જ્ઞાનાદિકના સ્થાન રૂપ ગુરુનું શિક્ષા વચન દ્વેષનું કારણ થાય છે. ॥ ૨૯ ॥

હવે વિનીત શિષ્યે કેવા આસન ઉપર બેસવું જોઇએ ? તે કહે છે.

आसणे उवचिठ्ठेज्जा, अणुच्चे अकुए थिरे ॥
अप्पुठाई निरुठाई, निसीएज्ज ऽप्पकुक्कुए ॥३०॥

શબ્દાર્થઃ—વિનીત શિષ્ય ( અણુચ્ચે કે૦ ) દ્રવ્ય અને ભાવે કરીને ગુરુના આસનથી નીચા, ( અકુએ કે૦ ) ચિત્કાર વિગેરે શબ્દથી રહિત અને ( થિરે કે૦ સ્થિર ' જેના ચારે પાયા સરખા છે' એવા ( આસણે કે૦ ) આસનને વિષે ( ઉવચિઠ્ઠેજા કે૦ ) બેસે.

હવે તે કેવો થઇને બેસે? તે કહે છે. (અપ્પુકુઇ કે૦) કારણ છતાં પણ વારંવાર નહિ ઉઠનારો (નિરુકુઇ કે૦) કારણ વિના નહિ ઉઠનારો અને (અપ્પકુકકુએ કે૦) હાથ, પગ અને મસ્તક વિગેરે અંગને ધૂણાવ્યા વિના (નિસીએજ્જ કે૦) નિશ્ચળ થઇને બેસે. ॥ ૩૦ ॥

વિશેષાર્થઃ—કારણ છતાં પણ વારંવાર નહિ ઉઠનારો, કારણ વિના નહિ ઉઠનારો અર્થાત્‌ સ્થિર થઇને બેસનારો તથા હાથ પગ અને મસ્તક વિગેરે શરીરના અવયવોને નહિ કંપાવનારો, તેમજ નિશ્ચળ થઇને બેસનારો વિનીત શિષ્ય, દ્રવ્ય અને ભાવથી ઉંચું નહિ તેવું અર્થાત્ ગુરુના આસનથી નીચું, તેમજ ચિત્કાર શબ્દ વિનાનું કારણકે, ચિત્કાર શબ્દવાળું આસન શૃંગારનું અંગ ગણાય છે. અને જેના ચારે પાયા સરખા હોય, તેવા સ્થિર આસન ઉપર બેસે. ॥ ૩૦ ॥

હવે ચારિત્રમાં વિનય રૂપ એષણા કહે છે.

**कालेण निक्खमे भिक्खू, कालेण य पडिक्कमे ॥**
**अकालं च विवज्जित्ता, काले कालं समायरे ॥३१॥**

શબ્દાર્થઃ—(ભિખ્ખૂ કે૦) સાધુ (કાલેણ કે૦) યોગ્ય અવસરે (નિખ્ખમે કે૦) ગોચરીને માટે જાય (ય કે૦) અને (કાલેણ કે૦) યોગ્ય અવસરે (પડિક્કમે કે૦) આહાર લઇને પોતાને સ્થાનકે પાછો આવે. (ચ કે૦) વળી (અકાલં કે૦) અકાળ 'અસમય' ને (વિવજ્જિત્તા કે૦) વર્જીને (કાલે કે૦) ક્રિયા કરવાના અવસરને વિષે (કાલં કે૦) તે તે સમયની ક્રિયાને (સમાયરે કે૦) કરે. ॥ ૩૧ ॥

વિશેષાર્થઃ—સાધુએ યોગ્ય અવસરે ભિક્ષાને માટે જવું,

યોગ્ય અવસરે ભિક્ષા લઇને પોતાને સ્થાનકે પાછું આવવું; તેમજ ક્રિયાનો જે કાળ ન હોય, તે વર્જિને યોગ્ય કાળમાંજ સર્વ ક્રિયા કરવી. ॥ ૩૧ ॥

## परिवाडिए न चिठेज्जा, भिक्खू दत्तेसणं चरे ॥
## पडिरूवेण एसित्ता, मियं कालेण भक्खए ॥३२॥

શબ્દાર્થ:—(ભિખ્ખૂ કે૦) સાધુ (પરિવાડિએ કે૦) 'ગૃહસ્થને ઘેર જમવા બેઠેલી પુરુષોની પંક્તિમાં (ન ચિઠ્ઠેજ્જા કે૦) ન ઉભો રહે, અને (દત્તેસણં કે૦) ગૃહસ્થે આપેલા આહારમાં દોષને (ચરે કે૦) જુએ. (પડિરૂવેણ કે૦) પૂર્વે થઈ ગએલા મુનિઓએ જેવી રીતે નિર્દોષ આહાર ગ્રહણ કરેલો છે, તેવી રીતે (મિયં કે૦) પોતાનું ઉદર ભરાય એટલા આહારને (એસિત્તા કે૦) ગ્રહણ કરીને (કાલેણ કે૦) નમસ્કાર પૂર્વક પચ્ચખ્ખાણ પારીને સિદ્ધાંતનાં કહેલી વિધિ પ્રમાણે (ભખ્ખએ કે૦) ભક્ષણ કરે. ॥ ૩૨ ॥

વિશેષાર્થ:—સાધુએ ગૃહસ્થને ઘેર જમણવારમાં ભોજન કરવા માટે બેઠેલી પુરુષોની પંક્તિમાં ઉભા રહેવું નહી. કારણ કે, તેથી અપ્રીતિ શંકાદિક દોષ ઉત્પન્ન થવાનો સંભવ છે. તેમજ ગૃહસ્થે આપેલા આહારમાં એષણા એટલે આહારના દોષનું અવલોકન કરવું; પણ જીન્હા ઇંદ્રિયની લોલુપતાથી સદોષ આહાર ગ્રહણ કરવો નહી. અને જે શુદ્ધ આહાર મળે, તેને પૂર્વે થઈ ગએલા સ્થવિરકલ્પિ મુનિઓએ જેવી રીતે પાત્રમાં નિર્દોષ આહાર ગ્રહણ કરેલો છે, તેવી રીતે ફક્ત ઉદર પૂર્તિ માત્ર આહાર ગ્રહણ કરીને તેને વિધિ પૂર્વક એટલે સિ-

દ્ધાંતમાં કહેલા નમસ્કાર પૂર્વક પચ્ચખ્ખાણ પારી ભક્ષણ કરવો. કારણ કે, અમિત ભોજન કરવાથી ઘણા દોષ થવાનો સંભવછે.૩૨

હવે ફરીથી આહાર ગ્રહણ કરવાનો વિધિ કહે છે.

नाइदूर–मणासन्ने, नन्नेसिं चक्कुफासत्त ॥
एगो चिठ्ठेज्जं भत्तठ्ठा, लंघित्ता तं न इक्कमे ॥३३॥

શબ્દાર્થ:—સાધુ ગૃહસ્થના ઘરને વિષે (નાઈદૂરં કે૦) અતિ દૂર ન ઉભો રહે, તેમજ (અણાસન્ને કે૦) અતિ નજીક પણ ન ઉભો રહે. અને (અન્નેસિં કે૦) બીજા ભિક્ષુકોની પેઠે (ચખ્ખુફાસઓ કે૦) ગૃહસ્થના ચક્ષુનો સ્પર્શ થાય, તેવી રીતે પણ (ન કે૦) ન ઉભો રહે. ત્યારે કેવી રીતે ઉભો રહે ? તે કહે છે. (એગો કે૦) એકલો એવો (ભત્તઠ્ઠા કે૦) ભક્તને અર્થે (ચિઠ્ઠેજ્જ કે૦) ઉભો રહે. પરંતુ (તં કે૦) પૂર્વે આવેલા ભિક્ષુકોને- (લંઘિત્તા કે૦) ઉલ્લંઘન કરીને (ન ઇક્કમે કે૦) પ્રવેશ ન કરે.

વિશેષાર્થ:—સાધુએ ભિક્ષા માટે ગૃહસ્થને ઘેર જવું ત્યાં અતિ દૂર ન ઉભા રહેવું. કારણ કે, તેથી પ્રથમ આવેલા બીજા ભિક્ષુઓને નિકળવામાં વિરોધ આવે. અથવા આહારના દોષ પણ જોઈ શકાય નહી. તેમ અતિ નજીક પણ ન ઉભા રહેવું. કારણ કે, તેથી ભિક્ષુઓને અપ્રીતિ થાય. તેમજ બીજા ભિક્ષુકની પેઠે જેવી રીતે ગૃહસ્થના નેત્રનો સ્પર્શ થાય, તેવી રીતે પણ ન ઉભા રહેવું. ત્યારે કેવી રીતે ઉભા રહેવું ? તે કહે છે. ગૃહસ્થના ઘરના એકાંત પ્રદેશ (ભાગમાં) ઉભા રહેવું, જેથી ગૃહસ્થ એમ ન જાણે કે, આ સાધુ બીજા સાધુઓને નિકળવાનું ઈચ્છે છે. તેમજ એકલા થઈ અગાઉ ભિક્ષાને માટે આવેલા બીજા ભિક્ષુકને ઉલ્લંઘન કરીને પણ પ્રવેશ કરવો નહી.

**नाइ उच्चेव नीए वा, नासने नाइदूरउ ॥**
**फासुयं परकडं पिंडं, पडिग्गाहिज्ज संजए ॥३४॥**

શબ્દાર્થ:—( સંજએ કે૦ ) જિતેંદ્રિય એવો સાધુ ( નાઈ ઉચ્ચેવ કે૦ ) ઘણા ઉંચે સ્થાનકેથી આહાર ન ગ્રહણ કરે ( વા કે૦ ) અથવા ( નીએ કે૦ ) ઘણા નીચા સ્થાનકેથી પણ આહાર ન ગ્રહણ કરે. તેમજ ( નાસને કે૦ ) ઘણાં નજીક રહીને પણ આહાર ન ગ્રહણ કરે, તથા ( નાઇદૂરઓ કે૦) ઘણે દૂર રહીને પણ આહાર ન ગ્રહણ કરે, પરંતુ ( પરકડં કે૦ ) ગૃહસ્થોએ પોતાને માટે કરેલા અને ( ફાસુયં કે૦ ) પ્રાસુક એવા ( પિંડ કે૦ ) આહારને ( પડિગ્ગાહિજ્જ કે૦ ) ગ્રહણ કરે. ॥ ૩૪ ॥

વિશેષાર્થ:—જિતેંદ્રિય એવા સાધુએ અતિ ઉંચે માળેથી આહાર ગ્રહણ કરવો નહી. કારણ કે, તેથી આહાર અથવા આહાર આપનારને પડી જવાનો સંભવ છે. તેમજ અતિ નીચે સ્થાનેથી પણ આહાર ગ્રહણ કરવો નહી. કારણ કે, ત્યાં એષણાસમિતિનો અસંભવ છે, અથવા આપનારને કષ્ટાદિકનો સંભવ છે, અથવા ઉંચે એટલે 'મને સરસ આહાર મળ્યો માટે હું લબ્ધિવંત છું' એવા અભિમાનથી અને નીચે એટલે 'આહાર ન મળવાથી હું ગરિબ છું, મને કોઈ આપતું નથી' એવી દીનબુદ્ધિથી રહિત થવું. અર્થાત્ ઉંચાપણું, નીચાપણું, નજિકપણું અને દૂરપણું છોડી યથાયોગ્ય સ્થાને રહી પ્રાસુક ( નિર્દૂષણ ) નવકોટિએ વિશુદ્ધ અને ગૃહસ્થે પોતાને માટે કરાવેલો શુદ્ધ આહાર ગ્રહણ કરવો. ॥ ૩૪ ॥

હવે આહાર કરવાનું સ્થાનક કહે છે.

**अप्पपाणप्पबीयंमि, पडिच्छन्नंमि संवुडे ॥**
**समयं संजए भुंजे, जयं अप्परिसाडियं ॥ ३५ ॥**

શબ્દાર્થ:—( સંજએ કે૦ ) વિનીત એવો સાધુ ( સમયં કે૦ ) પોતાની સમીપે રહેલા બીજા સાધુઓની સાથે ( અપ્પપાણ કે૦ ), અલ્પ પ્રાણ અર્થાત્ બેઇંદ્રિયાદિ જીવ રહિત તથા ( અપ્પબીયંમિ કે૦ ) અલ્પ બીજ અર્થાત્ એકેંદ્રિયાદિ સર્વ પ્રકારના જીવ રહિત એવા અને ( પડિચ્છન્નંમિ કે૦ ) 'સંપાતિમ જીવોના રક્ષણને માટે' ઉપરથી ઢાંકેલા તથા ( સંવુડે કે૦ ) સાડી વિગેરેથી પડખે પણ ઢાંકેલા સ્થાનને વિષે ( અપ્પરિસાડિયં કે૦ ) સડી ગએલા વિનાના આહારને ( જયં કે૦ ) યત્ના સહિત ( ભુંજે કે૦ ભોજન કરે. ॥ ૩૫ ॥

વિશેષાર્થ:—વિનીત સાધુએ બીજા સાધુઓની સાથે જ્યાં બેઇંદ્રિયાદિ જીવો ન હોય, જ્યાં બીજ અલ્પ હોય એટલે એકેંદ્રિયાદિ જીવો પણ ન હોય, અને જે સંપાતિમ જીવોની રક્ષાને માટે ઉપરથી ઢાંકેલ હોય તથા સાડી વિગેરેથી આચ્છાદિત હોય, કારણ કે, તેથી રંક અને ગરિબ યાચકો આવી શકે નહી. જો તેઓ આવી ચહે અને તેઓને જો દાન ન આપે તો નિંદા તથા દ્વેષનો સંભવ રહે છે અને જો દાન આપે તો પુણ્યબંધ થવાનો સંભવ છે માટે તેવા નિર્દોષ સ્થાનમાં સુરસુર, ચવચવ અને કરડ કરડ શબ્દ કર્યા શિવાય સડયો ન હોય તેવો નિર્દોષ આહાર કરવો. ॥ ૩૫ ॥

**सुकडेत्ति सुपक्केत्ति, सुछिन्ने सुहडे मडे ॥**
**सुनिट्ठिए सुलट्ठत्ति, सावज्जं वज्जए मुणी ॥ ३६ ॥**

શબ્દાર્થ:—( મુણી કે૦ ) સાધુ ( સુકડેત્તિ કે૦ ) આ અન્ન વિગેરે સારૂં કર્યું છે એ પ્રકારે, તથા ( સુપક્કેત્તિ કે૦ ) આ ઘેબર વિગેરે સારાં પાકયાં છે, એ પ્રકારે, તથા (સુચ્છિન્ને કે૦) આ શાક વિગેરે સારૂં છેદ્યું છે, ( સુહડે કે૦ ) આ કારેલાની કડવાશ ઠીક નાશ થઇ છે અથવા મગસ, શીરો અને કંસારમાં ઘી સારૂં પચ્યું છે, તથા ( મડે કે૦ ) આ મગ વિગેરેમાં ઘી ઠીક મર્યું છે. તથા ( સુનિટ્ઠિએ કે૦ ) આ આહાર ઘણો સારો થયો છે અને ( સુલટ્ઠેત્તિ કે૦) અખંડ ઉજવળ ચોખાથી અને લીલા મગથી આ ભોજન ઘણુંજ સારૂં થયું છે એ પ્રકારના ( સાવજ્જં કે૦ ) સાવદ્ય વચનને ( વજ્જએ કે૦ વર્જે. ॥ ૩૬ ॥

વિશેષાર્થ:—મુનિએ સાવદ્ય વચન બોલવું નહી. જેમ કે, આ અન્ન વિગેરે સારૂં કર્યું છે, આ ઘેબર સારાં પાકયાં છે, આ શાકાદિક સારાં છેદ્યાં છે, આ કારેલાની કડવાશ સારી નાશ થઈ છે, અથવા મગસ, શીરો, અને કંસારમાં ઘી ઠીક હરણ થયુંછે. આ મગ વિગેરેમાં ઘી ઠીક મરી ગયું છે, આ આહાર સારી રીતે સરસ થયો છે, અખંડ ઉજવળ ચોખાથી અને લીલા મગથી આ ભોજન ઘણું ઉત્તમ થયું છે, ઈત્યાદિક સાવદ્ય ભાષણ છોડી દેવું. પણ અનુક્રમે નિરવદ્ય ભાષણથી બોલવું. જેમ કે, ધર્મધ્યાન સારી રીતે કર્યું છે, વચન તથા વિજ્ઞાન સારાં પાકયાં છે, સ્નેહ પાસાદિ સારો છેદ્યો છે, મિથ્યાત્વાદિપણું સારી રીતે હરણ થયું છે. પંડિતપણે ઠીક મરણ થયું છે. સારો સાધુનો આચાર તથા વ્રત ગ્રહણ સારી રીતે સંપાદન કરેલું છે. આવી રીતે નિરવદ્ય વચન બોલવાં. ॥ ૩૬ ॥

**रमए पंडिए सासं, हयं भद्दं व वाहए ॥**
**बालं समइ सासंतो, गलियस्सं व वाहए ॥३७॥**

શબ્દાર્થ:—ગુરૂ ( પંડિએ કે૦ ) વિનીત શિષ્યોને ( સાસં કે૦ ) શિખામણ આપતાં છતાં ( ભદ્દં કે૦ ) સારા શીખવેલા ( હયં કે૦ ) ઘોડાને ખેડવામાં ( વાહએ વ કે૦ ) ઘોડાના સ્વારની પેઠે.( રમએ કે૦ ) પ્રસન્ન થાય છે. અને ( બાલં કે૦ ) મૂર્ખ શિષ્યોને ( સાસંતો કે૦ ) શીખામણ આપતા છતાં ( ગલિયસ્સં કે૦ ) દુર્વિનીત ઘોડાને ખેડવામાં ( વાહએ વ કે૦ ) ઘોડાના સ્વારની પેઠે ( સમઈ કે૦ ) દુઃખી થાય છે. ॥ ૩૭ ॥

વિશેષાર્થ:—જેમ ઘોડાનો સ્વાર પોતાના સુશિક્ષિત અશ્વને ખેડવામાં ખુશી થાય છે, તેમ ગુરૂ પોતાનાં વિનીત શિષ્યોને શીખામણ આપતાં ખુશી થાય છે. તથા જેમ ઘોડાનો સ્વાર દુર્વિનીત ( તોફાની ) ઘોડાને ખેડવામાં દુઃખી થાય છે, તેમ દુર્વિનીત શિષ્યને શીખામણ આપતાં ગુરૂ પણ દુઃખી થાયછે.૩૭

**खुड्डुआ मे चवेडा मे, अक्कोसा य वहाय मे ॥**
**कल्लाण-मणुसासंतो, पावदिट्ठि—त्ति मन्नइ ॥ ३८ ॥**

શબ્દાર્થ:—દુર્વિનીત શિષ્ય ( કલ્લાણં કે૦ ) આલોકના હિતને અર્થે ( અણુસાસંતો કે૦ ) શીખામણ દેતા એવા ગુરૂને ( પાવદિટ્ઠિ કે૦ ) 'આ ગુરૂ પાપી છે.' કારણ કે, તે ( મે કે૦ ) મને ( ખુડ્ડુઆ કે૦ ) ટકોરા મારે છે, અને ( મે કે૦ ) મને ( ચવેડા કે૦ ) ચપેટા મારે છે ( ય કે૦ ) અને ( અક્કોસા કે૦ ) દુર્વચન સંભળાવે છે તથા ( મે કે૦ ) મને ( વહાય કે૦ )

સોટી વિગેરેથી માર મારે છે ( ઇતિ કે૦ ) એ પ્રકારે ( મન્નઇ કે૦ ) માને છે. ॥ ૩૮ ॥

વિશેષાર્થ:—દુર્વિનીત શિષ્ય, જો ગુરુ તેને આલોકનું કાંઈ પણ હિત થવાને શીખામણ આપે તો તે શિષ્ય એવું માને છે કે, 'આ ગુરુ પાપી છે,' કારણ કે, તે મને ઠકોરા અને ચપેટા (લપડાકો મારે છે, મને દુર્વચનો સંભળાવે છે, તેમજ સોટી વિગેરેનો માર મારે છે. આમાં કાંઇ પણ હિત જોવામાં આવતું નથી. આવું ધારી તે પોતાના ગુરુને હિતકારી માનતો નથી.

હવે ફરીથી વિનીત અને અવિનીતનું વર્ણન કરે છે.

**पुत्तो मे जाय नाइ--त्ति, साहु कल्लाण मन्नई॥**
**पावदिठ्ठि अप्पाणं, सासं दासत्ति मन्नइ ॥ ३९ ॥**

શબ્દાર્થ:—( સાહુ કે૦ ) વિનીત શિષ્ય એમ જાણે કે, ગુરુ ( મે કે૦ ) મને ( પુત્તો કે૦ ) પુત્રની પેઠે ( ભાય કે૦ ) ભાઇની પેઠે, અને ( નાઇ કે૦ ) જ્ઞાતિજનની પેઠે અથવા સ્વજનની પેઠે ( ઇતિ કે૦ ) એ પ્રકારની બુદ્ધિથી શીખામણ આપે છે, માટે ( કલ્લાણ કે૦ ) શિક્ષા આપનારા ગુરુને અથવા તેમના વચનને હિતકારી ( મન્નઇ કે૦ ) માને છે. અને ( પાવદિઠ્ઠિ કે૦ ) અવિનીત શિષ્ય ( સાસં કે૦ ) શિક્ષણ કરાતા એવા ( અપ્પાણં કે૦ ) પોતાના આત્માને ( દાસત્તિ કે૦ ) દાસની પેઠે 'આ ગુરુ મને દાસ સરખો ગણી તિરસ્કાર કરે છે' એમ ( મન્નઇ કે૦ ) માને છે. ॥ ૩૯ ॥

વિશેષાર્થ:—વિનીત શિષ્ય પોતાના ગુરુને તથા તેમના વચનને હિતકારી માને છે અર્થાત્ જ્યારે આચાર્ય કાંઇ પણ

શિક્ષા આપે, ત્યારે વિનીત શિષ્ય મનમાં એમ ધારે છે કે, આ ગુરુ પોતાના પુત્રની પેઠે, ભાઇની પેઠે, તથા સ્વજનની પેઠે પોતાની સુબુદ્ધિથી મને શિક્ષા આપે છે. અને દુર્વિનીત શિષ્ય જ્યારે ગુરુ શિક્ષા કરે, ત્યારે તે પોતાને એક દાસની પેઠે માને છે. અર્થાત્ આ ગુરુ મને એક દાસની પેઠે તિરસ્કાર કરે છે એમ ધારી ગુરુની નિંદા કરે છે. ॥ ૩૯ ॥

**न कोवए आयरियं, अप्पाणंपि न कोवए ॥**
**बुद्धोवघाइ न सिया, न सिया तोत्तगवेसए ॥४०॥**

શબ્દાર્થ:—વિનીત શિષ્ય ( આયરિયં કે૦ ) આચાર્યને ( ન કોવએ કે૦ ) ન કોપાવે, તથા ( અપ્પાણંપિ કે૦ ) પોતાના આત્માને પણ ( ન કોવએ કે૦ ) ન કોપાવે. અને ( બુદ્ધોવઘાઇ કે૦ ) આચાર્યની ઘાત કરનારો ( ન સિયા કે૦ ) ન થાય. તેમજ દુર્વિનીત ઘોડાની પેઠે ( તોત્તગવેસએ કે૦ ) ગુરુ પાસે દ્રવ્યથી લપડાક વિગેરે અને ભાવથી પીડાકારી વચન રૂપ ચાબુકને ગવેષણા કરાવનારો ( ન સિયા કે૦ ) ન થાય. ॥ ૪૦ ॥

વિશેષાર્થ:—વિનીત શિષ્ય આચાર્યને તથા બીજાને કોપ કરાવે નહી. તેમજ પોતાના આત્માને પણ કોપ કરાવે નહી. અને યુગપ્રધાન આચાર્યના કુશિષ્યની પેઠે ગુરુની ઘાત કરનારો થાય નહી. તેમજ દુર્વિનીત અશ્વની પેઠે ગુરુ પાસે ( દ્રવ્યથી લપડાક વિગેરે અને ભાવથી પીડાકારી વચન રૂપ ચાબુકને ) ખોળાવનારો પણ થાય નહી. ॥ ૪૦ ॥

**आयरियं कुवियं नच्चा, पत्तिएण पसायए ॥**
**विज्झवेज्ज पंजलिउडो, वएज्ज न पुणो-त्ति य ॥४१॥**

શબ્દાર્થ:—વિનીત શિષ્ય ( આયરિયં કે૦ ) આચાર્યને ( કુવિયં કે૦ કોપ પામેલા ( નચ્ચા કે૦ ) જાણીને ( પત્તિએણ કે૦ ) પ્રીતિ ઉત્પન્ન થાય એવાં વચનોએ કરીને ( પસાયએ કે૦) પ્રસન્ન કરે. ( ય કે૦ ) અને ( પંજલિઉડો કે૦ ) બે હાથ જોડીને ( ન પૂણો કે૦ હવેથી હું આવો અપરાધ નહિ કરૂં. ( ઇતિ કે૦) એ પ્રકારે ( વએજ્જ કે૦ ) કહીને (વિજ્ઝવેજ્જ કે૦ ) શાંત કરે.

વિશેષાર્થ:—વિનીત શિષ્યે ગુરુને કોપ પામેલા જાણી પ્રીતિ ભરેલા વચનોથી તેમને પ્રસન્ન કરવા અને ગુરુની પાસે બે હાથ જોડીને કહેવું કે, હે ભગવન્! હવે ફરીથી હું એવું નહી કરૂં. મ્હારો આ અપરાધ ક્ષમા કરો. એમ કહી ગુરુને શાંત કરવા. ॥ ૪૧ ॥

**धम्मज्जियं च ववहारं, बुद्धे--हायरियं सया ॥**
**त--मायरंतो ववहारं, गरहं नाभिगच्छइ ॥ ४२ ॥**

શબ્દાર્થ:—સાધુ (સયા કે૦) નિરંતર (બુદ્ધે કે૦) તત્વને જાણનારાઓએ ( હાયરિયં કે૦ ) આચરેલા એવા તથા ( ધમ્મજ્જિયં કે૦ ) સાધુધર્મથી ઉત્પન્ન થએલા ( ચ કે૦ ) અને ( વવહારં કે૦ ) પાપને નાશ કરનારા એવા ( તં કે૦ ) તે ( વવહારં કે૦ ) વ્યવહારને એટલે રૂડા આચારને ( આયરંતો કે૦ ) આચરણ કરતો સતો ( ગરહં કે૦ ) નિંદાને ( નાભિગચ્છઈ કે૦) નથી પામતો. ॥ ૪૨ ॥

વિશેષાર્થ:—તત્વને જાણનારા પુરુષોએ આચરેલો, સાધુ ધર્મથી ઉત્પન્ન થએલો અને પાપને નાશ કરનારો જે વ્યવહાર છે, તે આચરણ કરનારો સાધુ નિંદાને પામતો નથી, અર્થાત

પ્રાણાતિપાતાદિક આશ્રવને નિવારણ કરનારો જે સાધુનો આચાર પાળે છે, તેની કદાપિ નિંદા થતી નથી. ॥ ૪૨ ॥

**मणोगयं वक्कगयं, जाणित्तायरियस्स उ ॥**

**तं परिगिज्झ वायाए, कम्मुणा उववायए ॥४३॥**

શબ્દાર્થ:—વિનીત શિષ્ય ( આયરિયસ્સ કે૦ ) આચાર્યોના ( મણોગયં કે૦ ) મનમાં રહેલા ( ઉ કે૦ ) અને ( વક્કગયં કે૦ ) વચનમાં રહેલા કાર્યને ( જાણિત્તા કે૦ ) જાણીને ( તં કે૦ ) તે કાર્યને ( વાયાએ કે૦ ) વચને કરી ( પરિગિજ્ઝ કે૦ ) અંગીકાર કરીને પછી તે કાર્યને ( કમ્મુણા કે૦ ) ક્રિયાએ કરીને (ઉવવાયએ કે૦ ) તુરત કરે. ॥ ૪૩ ॥

વિશેષાર્થ:—વિનીત શિષ્યે ગુરુના મનમાં રહેલું અને વચનમાં રહેલું કાર્ય પ્રથમ જાણીને પછી ' તે કાર્ય હું કરીશ ' એમ અંગીકાર કરી તુરત તે કામ કરવું. ॥ ૪૩ ॥

**वित्तो अचोइए निच्चं, खिप्पं हवइ सुचोइए ॥**

**जहोवइठं सुकयं, किच्चाइं कुव्वइ सया ॥ ४४ ॥**

શબ્દાર્થ:—( વિત્તો કે૦ ) વિનયાદિ ગુણે કરીને પ્રસિદ્ધ એવો વિનીત શિષ્ય ( અચોઇએ કે૦ ) ગુરુએ આજ્ઞા ન કરી હોય તેમ છતાં પણ ( જહોવઇઠ્ઠં કે૦ ) ગુરુએ પ્રથમ જેવી રીતે આજ્ઞા કરી હોય, તેવી રીતે ( નિચ્ચં કે૦ ) નિરંતર ( સુકયં કે૦ ) રૂડા એક કાર્યને, અથવા ( કિચ્ચાઇં કે૦ ) બહુ કાર્યોને ( કુવ્વઇ કે૦ ) કરે છે અને જ્યારે ગુરુએ ( સુચોઇએ કે૦ ) આજ્ઞા કરી હોય ત્યારે તો ( સયા કે૦ ) નિરંતર ( ખિપ્પં કે૦ )

તુરતજ કાર્ય કરનારો ( હુવઈ કે૦ ) થાય છે. ॥ ૪૪ ॥

વિશેષાર્થ:—વિનયાદિ ગુણોએ પ્રસિદ્ધ એવા સુશિષ્યે ગુરુની પ્રેરણા વિના પણ પ્રથમ એક વખત કહ્યા પ્રમાણે સર્વ કાર્યોમાં નિત્ય પ્રવર્ત્તવું. કદાપિ પોતે કોઈ કાર્ય કરતો હોય, અને તેવામાં જો આચાર્ય પ્રેરણા કરે તો તે કાર્ય શીઘ્રતાથી કરવું. પણ તે વખતે એમ ન બોલવું કે, 'હું કામ કરૂં છું તો પણ તમે વ્યર્થ શા માટે કહ્યા કરો છો.' પરંતુ ગુરુ એક અથવા વધારે જે કાર્યો કહે, તે કરવાં અને તે કામમાં બિલકુલ આળસ રાખવી નહી. અર્થાત્ ખુશી થઇને તે કાર્ય તુરતજ કરવું. ॥ ૪૪ ॥

**नच्चा नमइ मेहावी, लोए कित्ति से जायए ॥**
**हवइ किच्चाणं सरणं, भूयाणं जगई जहा ॥४५॥**

શબ્દાર્થ:—(મેહાવી કે૦) વિનીત સાધુ ( નચ્ચા કે૦ ) વિનય શિક્ષાને જાણીને (નમઈ કે૦) વિનયને કરે છે, તેથી તે વિનયવાન સાધુની ( લોએ કે૦ ) લોકને વિષે ( કિત્તિ કે૦ ) કીર્ત્તિ ( જાયએ કે૦ ) થાય છે. (જહા કે૦) જેમ ( જગઈ કે૦ ) પૃથ્વી (ભૂયાણં કે૦) વૃક્ષોને ( સરણં કે૦ ) આશ્રય રૂપ છે, તેમ (સે કે૦) તે વિનીત સાધુ પણ (કિચ્ચાણં કે૦) સાધુઓના યોગ્ય કાર્યોના આશ્રય રૂપ ( હુવઈ કે૦ ) થાય છે. ॥ ૪૫ ॥

વિશેષાર્થ:—જે બુદ્ધિમાન સાધુ વિનયની શિક્ષા જાણીને વિનય કરે છે, તો તેની લોકમાં કીર્ત્તિ થાય છે. તેમજ જેમ પૃથ્વી વૃક્ષોની આશ્રય રૂપ છે, તેમ તે વિનયી સાધુ પણ સર્વ સાધુકાર્યોનો આશ્રય રૂપ થાય છે. ॥ ૪૫ )

पुज्जा जस्स पसीयंती, संबुद्धा पुव्वसंथुआ॥
पसन्ना लाभइस्संति, विउलं अट्ठियं सुयं ॥४६॥

શબ્દાર્થ:—(સંબુદ્ધા કે૦) સારી રીતે તત્વને જાણનારા (પુવ્વસંથુઆ કે૦) ભણવા પહેલા શિષ્યોયે વિનયે કરીને રંજીત કરેલા અને (પસન્ના કે૦) તેથીજ પ્રસન્ન થએલા એવા (પુજ્જા કે૦) ગુરુઓ (જસ્સ કે૦) જે શિષ્યને (પસીયંતી કે૦) પ્રસન્ન થાય છે, તે શિષ્યને (વિઉલં કે૦) ઘણું અને (અ-ટ્ઠિયં કે૦) વાંછિત એવું (સુયં કે૦) શ્રુતજ્ઞાન (લાભઈસ્સં-તિ કે૦ પ્રાપ્ત કરાવે છે, ॥ ૪૬ ॥

વિશેષાર્થ:—સમ્યક્ પ્રકારે તત્વને જાણનારા અને ભણવા અગાઉ વિનયથી રંજીત કરેલા (કારણ કે, ભણવાની વખતે જો વિનય કરવામાં આવે, તો સ્વાર્થપણું જણાય, તેથી તેવી પ્ર-સન્નતા ન થાય) એવા પૂજય આચાર્ય, જે શિષ્ય ઉપર પ્રસન્ન થાય છે, તે શિષ્યને ઘણું વાંછિત અને મોક્ષને ઉત્પન્ન કરનારૂં શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરાવે છે. ॥ ૪૬ ॥

( वंशस्थवृत्तम्. )

स पुज्जसत्थे सुविणीयसंसए,
मणोरुइ चिठ्इ कम्मसंपया ॥
तवोसमायारिसमाहिसंवुडे,
महज्जुइ पंचवयाइ पालिया ॥४७॥

स देवगंधव्वमणुस्सपूइए,
चइत्तु देहं मलपंकपुव्वयं ॥
सिद्धे वा हवइ सासए देवे वा,
अप्परए महिड्ढिए त्ति बेमि ॥ ४८ ॥

શબ્દાર્થ:—આચાર્ય થકી પ્રાપ્ત થએલા શ્રુતધર્મને વિષે (મણુરુઇ કે૦) નિર્મળ મનની રુચિવાળો થઇને (ચિઠ્ઠઇ કે૦) રહેલો છે એવો, (કમ્મસંપયા કે૦) દશ પ્રકારની સમાચારી કરવાની સંપત્તિવાળો, (પુજ્જસત્થે કે૦) સર્વ જનોએ વખાણ્યું છે શાસ્ત્ર જેનું એવો અને (સુવિણીયસંસએ કે૦) અતિશયે કરીને દૂર કર્યા છે સંશય જેણે એવો (તવોસમાયરિસમાહિસંવુડે કે૦) તપની સમાચારી અને ચિત્તની સ્થિરતાએ કરીને રોકયા છે આશ્રવ જેણે એવો (મહજ્જુઇ કે૦) મ્હોટી છે કાંતિ જેની એવો થઇ (સ કે૦) તે વિનીત શિષ્ય (પંચવયાઇ કે૦) પંચ મહાવ્રતોને (પાલિયા કે૦) પાળીને (દેવગંધવ્વમણુસ્સપૂઇએ કે૦) બાર દેવલોકવાસી દેવતાઓએ, ગાંધર્વ દેવતાઓએ, અને મનુષ્યોએ પૂજેલો (સ કે૦) તે વિનીત શિષ્ય (મલપંકપુવ્વયં કે૦) મળ રૂપ કાદવથી ભરેલા (દેહં કે૦) દેહને (ચઇત્તુ કે૦) ત્યાગ કરીને (સાસએ કે૦) શાશ્વત એવો (સિદ્ધે કે૦) સિદ્ધ (હવઇ કે૦) થાય છે. (વા કે૦) અથવા (અપ્પરએ કે૦) થોડી છે ક્રિયા જેને અથવા થોડું છે મોહનીય કર્મ જેને (વા કે૦) અથવા અલ્પ છે રજોગુણ જેને, તથા (મહિડ્ઢિએ કે૦) મ્હોટી છે સમૃદ્ધિ જેને એવો (દેવે કે૦) દેવ થાય

છે. (ઇતિ કે૦) એ પ્રકારે (બેમિ કે૦) હું કહું છું ॥૪૭॥૪૮॥

વિશેષાર્થ:—આચાર્ય થકી પ્રાપ્ત થયેલા શ્રુતધર્મવાળો શિષ્ય નિર્મળ મનની રૂચીવાળો થાય છે અથવા ગુરુના ચિત્તની બુદ્ધિયુક્ત થાય છે. દશ પ્રકારની સમાચારી કરવાની સંપત્તિ તેને પ્રાપ્ત થાય છે, ગુરુના મુખથી અધ્યયન કરેલા પૂજ્ય શાસ્ત્રોથી તે સંપન્ન થાય છે. રહસ્યને પ્રાપ્ત કરી તે સંશય રહિત થાય છે, તપનું આચરણ અને ચિત્તની સ્વસ્થતાથી તે આશ્રવનો નિરોધ કરનારો થાય છે તેમજ તેજોલેશ્યા તથા પુલાક લબ્ધિને પ્રાપ્ત કરે છે, તેવો તે સુશિષ્ય પંચ મહાવ્રત પાળીને બાર દેવલોકવાસી દેવતા, ગાંધર્વો અને મનુષ્યોએ પૂજેલો થાય છે, છેવટ તે આયુષ્યનો ક્ષય થતાં તે મલીન અને વીર્યથી ઉત્પન્ન થએલા શરીરનો ત્યાગ કરીને શાશ્વત એવો સિદ્ધ થાય છે. અથવા મોહનીય કર્મથી રહિત અથવા તો રજોગુણ રહિત એવો મહર્દ્ધિક દેવતા થાય છે. એ પ્રકારે સુધર્મસ્વામી કહે છે કે, હે જંબૂ! શ્રી ગણધરાદિકના ઉપદેશથી હું વિનયશ્રુત નામનું પ્રથમ અધ્યયન કહું છું, પણ મ્હારી બુદ્ધિથી કાંઈ કહેતો નથી. ॥૪૭॥૪૮॥

## इति पढमं विणयमज्झयणं सम्मत्तं. ॥ १ ॥

(ઇતિ કે૦) એ પ્રકારે (પઢમં કે૦) પહેલું (વિણયઅજ્ઝયણું કે૦) વિનય નામનું અધ્યયન સમાપ્ત થયું. ॥ ૧ ॥



# શ્રી પ્રશ્નોત્તર પ્રારંભ.

૧ પ્રશ્નઃ—શ્રાવકે ત્રસ જીવને જાણી પ્રીછીને હણવાના પચ્ચખાણ કર્યા છે તો તેહને પોતાની સ્ત્રિ સાથે અબ્રંભ શેવતા ત્રશ જીવની ઘાત થાય, તે વાસ્તે તેહનુ પચ્ચખાણ રહે કે નહીં?

ઉત્તરઃ—પોતાની સ્ત્રિ શેવતાં ત્રશ જીવની ઘાત થાય તેહનું પાપ લાગે, પણ વ્રત ભાંગે નહીં, કેમકે ભગવતી સતક સાતમે, ઉદ્દેશે પહેલે, કહ્યું છે કે, શ્રાવકે ત્રસ જીવ વદ્ધના (મારવાના) પચ્ચખાણ કર્યાછે, ને પૃથ્વી ખોદતાં ત્રસ જીવ હણાય, તેહનું પાપ લાગે, પણ વ્રત ભાગે નહીં, કેમકે તેહનો સંકલ્પ (મનનો અભિપ્રાય.) પૃથ્વી ખોદવાનો છે, તેમ અબ્રંભસેવતા કેવળ મોહની કર્મની ચેષ્ટાનો અભિપ્રાય છે, તેથી તેહના વ્રત ભાગે નહીં. પાપ લાગે, અને વળી આગાર મુકયો છે જે, જાણી પ્રિછીહણવા નહીં, તેહનો અર્થ કહે છે. ( જાણી કે૦ ) જ્ઞાન દ્રષ્ટીથી, અને ( પ્રીછી કે૦ ) ચક્ષુથી દેખીને હણવાના પચ્ચખાણ, તો તે જીવ દીઠામાં આવતા નથી.

૨ પ્રશ્નઃ—સમકિત તે શું, અને તેનું લક્ષણ શું ?

ઉત્તરઃ—આસ્તિ ભાવને આસ્તિભાવ માનવા, અને નાસ્તિ ભાવને નાસ્તિ ભાવ માનવા, તેહિજ સમકિત, તેની સાખ્ય ઉતરાધ્યયનના અઠાવીશમા અધ્યયનમાં કહ્યું છે, તે ગાથા કહે છે.

तहियाणांतु भावाणं, सब्भावे उवएसणं ॥
भावेण सद्दहंतस्स सम्मतं तं वियाहीयं ॥ १ ॥

એ ગાથાનો અર્થ જાણવો, અને તેનુ લક્ષણ પણ તેહિજ અધ્યયનમાં તથા ગ્રંથોમાં છે, તે સંમ, સંમવેગ, નિરવેગ, અનુકંપા, આસ્તા, ઈત્યાદિ.

૩ પ્રશ્ન:—છ કોટી પચ્ચખાણે સામાયક કરી, પણ મન વચનનું ઠેકાણું નહીં, તે વારે વૃતભંગનો દોષ લાગે કે નહીં? અને દ્રવ્ય સામાયક વાળાને શું લાભ થાય.?

ઉત્તરં:—સામાયક કરી છે, પણ જોગના ચપળ પ્રણાથી, બાહિર નીકળે છે, તેને અંકુશે વાળી, જ્ઞાનરૂપી દોરડે બાંધી થીર કરે, જેમ શ્રીદશવિકાલીક સુત્રે રહે નેમીને અધિકારે, મુનીને કહ્યું તેમ, બાહિર નીકળેથી, મેલ લાગ્યો તે અતિચાર આલોયણ લેવે કરી સુદ્ધ કરે, તો તેનો દોષ નહિં. બાકી જ્ઞાન વિના પ્રવૃતિ, નિવૃતિ ભાવની ખબર નથી, તો તેહના દોષનુ તો શું પુછવું!! એહના પચ્ચખાણ દુપચ્ચખાણ કહ્યાં છે. ભગવતી મધ્યે કહ્યું છે કે, દ્રવ્ય કરણીથી દ્રવ્ય લાભ થાય, માટે સમજી વિચાર પૂર્વક કરે તેને શ્રેય છે.

૪ પ્રશ્ન:—હરેક પચ્ચખાણ પાળવા વખતે, સુન્ય ઉપયોગે ન પળાય તો તેમાં શું દોષ.?

ઉત્તર:—પચ્ચખાણ તો ભાંગે નહીં, પણ કાબરાશ લાગે, શ્રી ઠાણાંગ સુત્રે કહ્યું છે કે, પાળે તો સુધ્ય નહિં તો અસુધ્ય, જેમ સામાયક પોતાની મર્યાદા પુરી થએ છતે, પણ અવશ્યમેવ પાળવું જોઇએ, અને પાળવામાં ઉપયોગ ન રહે તો, ઉપયોગ વિનાની કરણી તે દ્રવ્ય કરણી છે. (અણુવઉગોદવં) ઇત્યાદિક અનુયોગદ્વારનું વચન છે.

૫ પ્રશ્ન:—લીલોતરીના પચ્ચખાણ કર્યાં છે, તેને અથાણું ખપે કે નહીં?

ઉત્તરઃ—લીલોતરીનો જેણે ત્યાગ કર્યો છે, તેને અથાણું ન ખપે, પણ લીલોતરીને અથાણું બે ભેગા ગણ્યા નહિં, કેમકે લીલોતરી જુદી, અને અથાણું જુદું છે. પચ્ચખાણ વખતે ઉપયોગ રાખવો.

૬ પ્રશ્નઃ—તિર્યંચ જળચરને જાતિ સ્મર્ણ જ્ઞાન ઉપજેથી શ્રાવકના વૃત પાળે, પણ જળમાં રહ્યા થકા સામાયક, પોષો, કેવી રીતે કરે ?

ઉત્તરઃ—પોતાના શરિરને કારણ વગર હલાવે નહીં, અને જળમાં વસવો તેતો જન્મ સમુદ્રમાં છે, તેમ મચ્છને જળની જોની છે, તે કારણે શરિરનું ચપળ પણું રોકે, જેમ કોઈ પુરૂષ ગાડામાં બેઠો અને ગાડુ ચાલ્યું જાય છે, તે પુરૂષે એકવાર ખાઇને એકાસણું કીધું, તેથી ગાડુ ફરતાં ફરતાં પણ પોતે એક આસન રૂપ રહ્યો, તેમ જળ જોની જળ મધ્યે વસવું, માટે શરિર ન હલાવે તો સામાયક પોષો થાય, દોષ નહીં.

૭ પ્રશ્નઃ—બારમી પડિમાના સાધુને ત્રણ ગુણ, તથા ત્રણ અવગુણ થાય એમ કહ્યું છે, તો ખંધક મેઘ કુમારને એકે ગુણ ન થયો, અવધ, મનપર્યવ, કેવળ, ન કહ્યો તેનુ શું કારણ?

ઉત્તરઃ—ઉત્તકૃષ્ટો પરિસહ ખમે તેહને ત્રણ ગુણ માંહીથી એક ગુણ થાય, અને મઝમને તો ત્રણ ગુણની ભજના, જો ગુણ થયો હોતતો સિદ્ધાંતમાં કહેત, અનંતી નિર્જરાતો થઈ એહિજ મોટો ગુણ જાણવો.

૮ પ્રશ્નઃ—સમકિતનો નાશ દેવ, ગુરૂ, ધર્મની, શ્રદ્ધા થકી થાય કે બીજે કારણે થાય?

ઉત્તરઃ—દેવ, ગુરૂ, ધર્મની, શ્રદ્ધા ગએતો નાશ થાય, તથા

ઉત્કૃષ્ટી ચારિત્ર મોહની, ને ઉદયથી પણ થાય, તથા તિવ્ર કષાયને ઉદયથી પણ થાય.

૯ પ્રશ્નઃ—મલ્લિનાથનાજીવે માયા શેવી, ત્યાં ક્રિયા દેવ, ગુરૂ. ધર્મની, શ્રદ્ધા ગઈ?

ઉત્તરઃ—દેવ, ગુરૂ, ધર્મની, શ્રદ્ધા તો નથી ગઈ, પણ ભાવે મિથ્યાત આવ્યો, કેમકે સમકિત મધ્યે સ્ત્રિ વેદનો બંધ નથી, નપુષક વેદનો બંધ નથી, તે માટે મનની વંછા, એજ માયા શેવી, તે માયા મિથ્યાત મોહનીને ઉદયે છે, તિવ્ર રાગ દ્વેશ ચારિત્ર મોહનીને ઉદે પણ છે, જેમ અભિચકુમારને તિવ્ર દ્વેશ પિતા ઉપર થયો, વૃત પચ્ચખાણ ખયોપશમ ભાવે કર્યા. પણ તિવ્ર દ્વેશ મોહનીને ઉદે તેણે કરી અનેકવાર સમકિત આવ્યો, ને ગયો.

૧૦ પ્રશ્નઃ—ખંધક ને અધીકારે ભગવંતને (વિયટ ભોઈ.) કહ્યા તેનો અર્થ નિત્ય ભોજી એમ કરેછે, અને નમોથુણં માંહી (વિયટ છઉમાણં.) ત્યાં નિવર્ત્યા એવો અર્થ છે; તો ખંધકજીને અધિકારે શું સમજવું?

ઉત્તરઃ—ઈહાં વિયટ શબ્દે નિવર્ત્યાછે ભોગ થકી, અને સ્નાન મંજણ અલંકારાદિક, રહિત પણે ભગવંતનો શરીર દેહ દિપમાન દીઠો; એ આશ્ચર્ય હેતુ! નિત્ય ભોગીનો શરિરદિપે, તેમાં શું આશ્ચર્ય છે? એ અર્થ જાણવો.

૧૧ પ્રશ્નઃ—પિંગળ નિયંઠો સાધુ છે કે શ્રાવક છે?

ઉત્તરઃ—શ્રાવક છે, કોઇ કહે નિગ્રંથ કેમ કહ્યો? તેને કહેવું કે સંજતી રાજા કેમ કહ્યો? સંજતિ નહોતો પણ તેનું નામ સંજતિ હતું, તેમ એનું પણ નિગ્રંથ નામ છે; કોઇ કહે કે શ્રાવક કેમ જાણીએ? તેનો ઉત્તર, સાવત્થી નગરીએ (પડિવસઇ

કહ્યા.) તે માટે સાધુને પડિ વસાઇ કીયાંય ન કહ્યા, પછીતત્વગમ.

૧૨ પ્રશ્ન:—સંજમનો વિરાધીક જઘન્ય પહેલે દેવ લોકે જાય, અને સમકિત્તનો વિરાધીક ઊત્કૃષ્ટે નવગ્રિવેગે જાય તે શું?

ઉત્તર:—સંજમ અને સમકિત્ત એ બે વિરાધીક સરખા નહીં, સંજમનો વિરાધીક તેને તો જૈન માર્ગની રૂચી રહે, અને સમકિત્તના વિરાધીકને જૈન માર્ગની રૂચિ રહે નહીં. અને નવગ્રિવેગે જાય તેનું કારણ, પૂર્વે સંજમ મધ્યે આવખાનો બંધ પડચો છે તેણે કરીને જાય. તથા ક્રિયાના બળથી પણ જાય. પછી વિરાધીક.

૧૩ પ્રશ્ન:—સુકલ પક્ષી ૧ ક્રશ્નપક્ષી ૨ કેને કહીંએ?

ઉત્તર:—અર્ધ પુદ્દગલથી ઝાઝેરો સંસાર છે, તે ક્રશ્ન પક્ષી. અને અર્ધ પુદ્દગલથી થોડો સંસાર છે તેને સુકલ પક્ષી કહીએ. ભગવતિ સતક ચૌદમે, ઉદ્દેસે ચોથે કહ્યું છે.

૧૪ પ્રશ્ન:—મિથ્યાતીને સકામ નિર્જરા હોય કે નહીં?

ઉત્તર:—સકામ નિર્જરા તો સંસાર ને ઘટાડે, અને અકામ નિર્જરાતો સંસારને ન ઘટાડે; તે માટે મિથ્યાતીની કરણી તો અકામ નિર્જરા છે, પણ ભલી તપશા જૈન માર્ગ અનુસારે કરણી કરે તો, સકામ નિર્જરાપણ કરે. દ્રષ્ટાંત: સુમુખ નામે ગાથાપતિ, તથા મેઘ કુમારના જીવે પૂર્વે હાથીના ભવે સંસાર પરિત્ત કીધો.

૧૫ પ્રશ્ન:—સમદ્રષ્ટીને અકામ નિર્જરા હોય કે નહીં?

ઉત્તર:—સમદ્રષ્ટીને તો સકામ નિર્જરા છે, પણ પરવશ પણે કાર્ય વિશેસ કષ્ટ પામતાં મન વિના અકામ નિર્જરા હોય; તો પણ મિથ્યાતીની અકામ નિર્જરાથી, અધિક નિર્જરાવંત ફળ જાણવો.

૧૬ પ્રશ્નઃ—અવૃતિ સમદ્રષ્ટિ બારમે દેવ લોકે જાય તે શા થકી જાય?

ઉત્તરઃ—હિણાકાર્ય ન કરે, લોક વિરૂદ્ધ નકરે, તેણે કરી. આઠી ગત્તિનો બંધ નપાડે; તથા ધર્મ દલાલી (ધર્મ દિપાવે.) સાધર્મીને સાજ કરે એ ઉત્તમ કરણીથી જાય.

૧૭ પ્રશ્નઃ—સ્ત્રિ વેદનો અબ્રાધાકાળ પંદરસે વર્ષનો કહ્યો છે, તો મલ્લિનાથના જીવે દેવતામાં સ્ત્રિવેદ ઉદય થયો કે મનુષ્ય પણામાં થયો?

ઉત્તરઃ—ભગવતિ મધ્યે બે પ્રકારે કર્મ ભોગવે કહ્યા છે, તે એક પ્રદેશથી બીજો વિપાકથી તો દેવ ભવે પ્રદેશથી ભોગવ્યો, અનુભાગ્ય રૂપવિપાક પણે તો મનુષ્યભવ માંહિ ભોગવ્યો.

૧૮ પ્રશ્નઃ—નિયંટી બાદર ગુંઠાણું તેનો શો અર્થ?

ઉત્તરઃ—ક્ષયોપસંમ ભાવના અનેક સ્થાનક રશ હતો, તે થકી નિવર્તિ કહેતાં નિવર્ત્યો બાદર કશાયુ થકી, પછી પ્રણામીક ભાવ તથા ખાયક ભાવને અવલંબ્યો, તે નિવર્તિ બાદર ગુંઠાણું કહીએ.

૧૯ પ્રશ્નઃ—નવમું અનિયંટી બાદર ગુંઠાણું કહ્યું તેનો શો અર્થ?

ઉત્તરઃ—આઠમા ગુંઠાણા મધ્યે, જે પ્રકૃતિ રૂંધન રૂપ વેપાર હતો, તે થકી નુન્યાધિક કિધો, તે માટે અનિયંટી બાદર ગુંઠાણું કહીએ, તથા સર્વથા બાદર કષાય નિવર્ત્યો નથી, માટે અનિયંટી બાદર ગુંઠાણું કહીએ.

૨૦ પ્રશ્નઃ—દશમું સુક્ષ્મ સંપરાય ગુંઠાણું, તેને માયા ઉદય નથી ને માયાવતિ ક્રિયા કેમ કહી?

ઉત્તરઃ—માયાનો તો ઉદય નથી, પણ લોભનો ઉદય છે,

ઈહાં માયા અને લોભને ઘર એકજ ગવેસ્યો, રાગોદય પ્રકૃતિ છે તે માટે માયાવતિ ક્રિયા કહી.

૨૧ પ્રશ્ન:—કિલમિષી દેવ, ચારે જાતીમાં હોય કે એક વૈમાનીકમાં હોય ?

ઉત્તર:—કિલમિષી દેવ ચારે જાતિમાં હોય, તે કેમ, ભગવતી મધ્યે કીલમીષિનો ઉપજવો, જઘંન્ય ભવનપતિને વિષે ઉતકૃષ્ટો છઠો લાંતક નામા દેવલોક સુધી એ લેખે ચારે જાતિમાં હોય. તથા ઘણી કર્ણીના ઘણી અંને અભિનીવેશિક મિથ્યાતિ, એહુવાતો એક વૈમાનીકમાંજ હોય.

૨૨ પ્રશ્ન:—સમુર્છિમ, મનુષ્યનુ આવખુ અંતર મુહુર્તનું, ને સંજોગ વખતે ઉપજે છે, તો બાર મુહુર્ત્ત સુધી સ્ત્રિની જોની સચિત કહી તેનું શું કારણ ?

ઉત્તર:—બાર મુહુર્ત સુધિ ગર્ભજ જીવ આવી ઉપજી શકે પછી પુરૂષનુ વિર્ય સુકાઇ જાય, તે સુકાયા પછી જીવ ઉપજી શકે નહીં, તેનુ નામ અચેત જોની કહીએ.

૨૩ પ્રશ્ન:—તિર્યંચના, મળમૂત્રમાં સમુર્છિમ જીવ ઉપજે કે નહીં ?

ઉત્તર:—તિર્યંચના મળ મૂત્રમાં સમુર્છિમ જીવ નથી ઉપજતા, પણ તેના શરિરના પૂદગળ તથા શરિર સડી જાય. તો તેમાં બેંદ્રિ આદિ જીવ ઉપજે, પણ સમુર્છિમ પચેંદ્રિ જીવ ન ઉપજે.

૨૪ પ્રશ્ન:—અભવ્ય જીવના બુઝવેલા, ભવ્યજીવ મોક્ષે જાય કે નહીં !

ઉત્તર:—અભવ્ય જીવના બુઝવેલા, ભવ્યજીવ મોક્ષે જાય,

તેનુ કારણ એ કે શાસ્ત્રની મતલબ સમજી જાય, તેથી સમકિત્ત પામે અને અભવી પોતે સમકિત્ત નથી પામતો, તેથી મોક્ષ જતો નથી. તેની શાખ્ય, શ્રી ઠાંણાંગજીને ચોથે ઠાણે જોવું.

૨૫ પ્રશ્નઃ—પાંચમા આરામાં અવધિ જ્ઞાન ઉપજે કે નહીં?

ઉત્તરઃ—ચોથા આરામાં અવધિ જ્ઞાન ઉપજતું તે ઘણું મહોટુ અને ઘણા દિવશ સુધી દેખે, તે તો વિછેદ ગયું, આજ કાળે સંજ્ઞીં માણુસ, તથા સંજ્ઞી પંચેંદ્રિ ત્રીજંચ, એ બેમે મર્ણ વખતે ઉપજે, તે નર્કમાં તથા દેવલોકમાં, જેને જવું હોય તેને ઉપજે છે, પણ છેક અંત વેળાએ ઉપજે તે, છે, પણ નહિં જેવુંછે.

ઇતિ શ્રી પ્રશ્નોત્તર સમાપ્તમ:

# अथ श्रीतेत्रीस बोलनो थोकडो प्रारंभते.

सत्तहिंभयठाणेहिं—કહેતાં, સાત ભય, તે ઇહ લોક ભય, તે સ્વજાતિ મનુષ્યાદીક, તેહ થકી ભય તે, ઈહ લોક ભય ૧ પરલોક ભય તે તિર્યંચાદિક, તેહથકી ભયં તે પરલોક ભય. ૨ આદાન ભય તે ધનાદિનો ભય, તે આદાન ભય. ૩ આકાશ ભય તે અકસ્માત, અણચિંત્યો ઉપજે તે. ૪ આજીવિકા ભય તે વ્રતભંગ થકી. ૫ મરણનો ભય ૬ અપયશનો ભય ૭ એ સાત પ્રકારના ભય કહ્યા.

अठाहिंमय ठाणेहिं—આઠ મદના સ્થાનક કહે છે.

૧ જાતિમદ, ૨ કુળમદ; ૩ બળમદ, ૪ રૂપમદ, ૫ તપમદ, ૬ લાભ મદ, ૭ સૂત્રમદ, ૮ ઠકરાઈ મદ. (મોટાઇનો) એ આઠ મદના સ્થાનક કહ્યાં.

नवहिं बंभचेर गुत्तिहिं—કહેતાં (નવ વાડ બ્રહ્મચર્યની કહે છે.)

પેહેલી વાડે સ્ત્રિ, પશુ, પંડગ, રહિત સ્થાનક ભોગવવો, અને સ્ત્રિ આદિક સહિત સ્થાનક ભોગવેતો ઊંદર, બિલાડીનું દૃષ્ટાંત. ૧ બીજી વાડે સ્ત્રિની કથા વારતા કરવી નહિં, અને કરે તો લીંબુ ને દાઢનું દૃષ્ટાંત. ૨ ત્રીજી વાડે સ્ત્રિ પુરૂષ એક આસને બેસે નહિં, અને બેસે તો કોળા ને કણુકનું દૃષ્ટાંત. ૩ ચોથી વાડે સ્ત્રિના અંગ ઉપાંગાદિક નીરખવાં નહિં. નીરખે તો સૂર્ય ને નેત્રનું દૃષ્ટાંત. ૪ પાંચમી વાડે ભીંત્યાદિકને આંતરે સ્ત્રિ પુરૂષનાં વિલાશના શબ્દાદિક કાનમાં આવે, ત્યાં રહેવું નહીં; અને રહે તો ઘીનો ઘડો અને અગ્નિનું દૃષ્ટાંત. ૫ છઠ્ઠી વાડે પૂર્વના કામ ભોગ સંભાળવા નહીં, અને સંભાળે તો કઠીયારો અને સાપનું દૃષ્ટાંત. ૬ સાતમી વાડે દીન દીન પ્રત્યે સરસ આહાર કરવો નહિં, અને કરે તો સનેપાતીયાને ઘી દૂધાદિક પાવાનું દૃષ્ટાંત. ૭ આઠમી વાડે અતિ માત્ર (ડાબી ચાંપી ને) આહાર કરવો નહિં, અને કરે તો શેરની હાંડલી અને સવાશેર ખીચડીનો દૃષ્ટાંત. ૮ નવમી વાડે શરીરની વિભુષા શોભા કરવી નહીં, અને કરે તો રાંકને હાથે રત્નનું દૃષ્ટાંત. ૯ એ નવ પ્રકારની બ્રહ્મચર્ય સાચવવાની વાડ કહી.

दसविहे, समण धम्मे—કહેતાં દસ પ્રકારે સાધુનો ધર્મ કહે છે.

ખંતિ, તે ક્રોધને જીતવો ૧ મુંત્તી, તે લોભને જીતવો. ૨ અજવે, તે કપટનો જીતવો. ૩ મદવે, તે માનનું જીતવું. ૪ લાઘવે, તે દ્રવ્ય ને ભાવે, હળવા પણું. ૫ સચે, તે સત્ય વચન બોલવું. ૬ સંજમે, તે સત્તર ભેદે સંજમનું પાળવું. ૭ તવે, તે બારે ભેદે તપનો કરવો. ૮ ચેઇએ, તે સુપાત્ર દાનનો દેવો, અથવા ચોરીનો તજવો ૯ બ્રહ્મચારીને બ્રહ્મચર્યને વિષે વસવું.૧૦

इकार सहिं, उवासग पडिमाओं. કહેતાં—અગિયાર શ્રાવકની પડિમા તે સાધુ સાધવીની સેવા ભક્તિના કરણ હાર એહવા જે શ્રાવક તેહની પડિમાં, પેહેલી પડિમા એક માસની તે એક માસ સુધી, સમકિત નીરમળ પાળે અતિચારાદિક લગાડે નહીં, તથા કોઇને મુજરો એટલે સલામાદિક પણ કરે નહીં. ૧ બીજી પડીમાં બે માસ સુધી, વ્રત પચ્ચખાણ અતિચાર રહિત પાળે દોષણ લગાડે નહીં. ૨ ત્રીજી પડીમા ત્રણ માસ સુધી, સામાઇક દેસાવગાંસીક વેળાની વેળાએ સુદ્ધ કરે. ૩ ચોથી પડીમા ચાર માસ સુધી, ચઉદસ અમાવાશિયા તથા ચઉદશ, અને પુર્ણમાસીના બે છઠ કરે, અને આઠમનો એકેકો અપવાસ કરે, એમ એક માસ માંહિ છપોસા કરે, અવશ્યમેવ કરે. ૪ પાંચમી પડીમા પાંચ માસ સુધી, પાંચ બોલ પાળે પેહેલે બોલે પોસાને દિવસે ચાર પોહોર રાત્રિનો કાઉસગ કરે. ૧ બિજે બોલે સ્નાન ન કરે ૨ ત્રિજે બોલે રાત્રી ભોજન ન કરે. ૩ ચોથે બોલે કાછડી ન વાળે. ૪ પાંચમે બોલે દિવસનું બ્રહ્મચર્ય પાળે, રાત્રીનો પરીમાણ કરે ૫ છઠ્ઠી પડીમાએ સર્વથા શિયળ પાળે. સાતમી પડિમા સાત માસની, સચેતનો આહાર ન કરે ૭ આઠમી પડિમા આઠ માસની, પોતે હાથે આરંભ ન કરે. ૮ નવમી પડિમા નવ માસ સુધી, પોતે અનેરા પાંસે આરંભ કરાવે નહીં. ૯ દસમી પડીમા દસ માસ સુધી, પોતાના અર્થે આરંભ કરીને આપે, તે અન્ન પાણી લે નહીં. ૧૦ અગિયારમી પડીમા, અગિયાર માસની, મસ્તક, ડાઢી, મુછનો સર્વ લોચકરે, ચોટલી રાખે, પોતાની જ્ઞાતીમાંહિ, સાધુની પેરે ગૌચરી કરે, સાધુનો ભેખ રાખે, તેહને કોઇ પુછે જે, તમે સાધુ

છો? તિવારે કહે જે ના, હુંતો, પડીમાધારી શ્રાવક છું. પેહેલી પડિમાથી માંડીને સર્વ આચાર અગિયારમી પડીમા સુધી લેવો, એ અગિયાર પડિમા વાંહે રહ્યા પછી કોઇક સંથારો કરે, તથા કોઇક ઘરમાં જાય, અને કોઇક દિક્ષા લે. એ અગિયાર શ્રાવકની પડીમાં સંપૂર્ણ.

बार सहिं, भिख्खु पडिमाहिं.—બાર સાધુની પડિમા કહેછે—

ત્રેવીશ વિષય, ચાર કષાય, રાગ દ્વેષ, મિથ્યાત્વાદિકના ભેદ ણુહાર, તથા નિરવદ્દ, ભીક્ષાએ કરી આજીવકના કરણહાર, એ હુવા ભિખ્ખુ (સાધુ) તેહની પડિમા તે ઉત્તર ગુણ, અભીગ્ર હને વિષે, તે વિસેષ કરીને કહે છે. પહેલી પડિમાં એક માસ ની એક માસ સુધી, એક દાત્ય આહારની, એકદાત્ય પાણીની, તે વળી કેવી રીતે આપે તોકે, એક પગ ઘરમાંહી, એક પગ ઉંબરા બાહિર, રાખીને ઉભો હોય, તે આપે તો લીએ. તે દાત્યકોને કહીએ, કે, જે, એક રોટલી, અથવા એક કટકો, તથા એક ચોખાનો દાણો, ગમે તે એકી વખતે પાત્રા માંહી પડે, તેને દાત્ય કહીએ. અથવા પાંચ રોટલી સાથે એકીવારે પડે તેને પણ દાત્ય કહીએ, પાણી, ઘી, તેલ, દુધ, દહી, છાશાદિક અખંડ ધારાએ લીએ, અને ધાર તુટે તો લીએ નહીં. એમ બીજી પડિમા બે માસની, બે માસ સુધી, બે દાત્ય આહાર, બે દાત્ય પાણીની લીએ. ૨ ત્રીજી પડિમા ત્રણ માસની. ત્રણ માસ સુધી, ત્રણ દાત્ય આહારની, ત્રણ દાત્ય પાણીની લીએ. ૩ ચોથી પડિમા ચાર માસની, ચાર માસ સુધી ચાર દાત્ય આહારની, ચાર દાત્ય પાણીની લીએ. ૪ પાંચમી પડિમા પાં ચમાસની, પાંચ માસ સુધી, પાંચ દાત્ય આહારની, પાંચદાત્ય

પાણીની લીએ. ૫ છઠ્ઠી પડિમા છ માસની છમાસ સુધી, છ દાત્ય આહારની, છ દાત્ય પાણીની લીએ. ૬ સાતમી પડિમા સાત માસની, સાત માસ સુધી, સાત દાત્ય આહારની, સાત દાત્ય પાણીની લીએ. ૭ આઠમી પડિમા સાત અહોરાત્રીની, એકાંતર ઉપવાસ ચોવીહારા કરે, દિવસે ગામાદિકની બાહિર સૂર્યની અતાપના લીએ, રાત્રે સૂત્રમાં કહ્યાં છે તે પ્રમાણે આશન વાળે તે કહે છે. છતાં સુવે, તથા એક પાસા ભેર સુવે, અથવા પલાંઠી વાળીને ચાર પોહોર રાત્રિએ બેશી રહે (ધ્યાનમાં.) તીહાં દેવતા, મનુષ્ય, ત્રિજંચ ઉપસર્ગ કરે, પાડી નાખે, સ્છેદે, ભેદે, તોપણ તેજ પ્રમાણે રહે. (પડી ગયા પછી બેઠા થાય નહીં.) ૮ નવમી પડિમા સાત અહોરાત્રિની, એકાંતર ચોવી હારા ઉપવાસ કરે, દિવસે ગામાદિક બાહિર સૂર્યની અતાપના લીએ, રાત્રે આસનવાળે તે કહે છે. ડંડા આસન, (એટલે ઉભા રહે.) લગડા આસન, (એટલે પગની પાની, ને માથુ ધરતિએ લગાડે.) ઉકડુ આસને બેસે, ત્રણ પ્રકારના ઉપસર્ગ આવે, તો સહન કરે. ૯ દશમી પડિમા સાત અહોરાત્રીની, એકાંતર ચોવો હારા ઉપવાસ કરે, દિવસે ગામાદિક બાહીર સૂર્યની અતાપના લીએ, રાત્રે આશન વાળે તે કહે છે. ગોદોહિયા આશન (એટલે ગાય દોવાની માફક.) વિરાસન, (એટલે ખુરશી ઉપર બેઠેલા માણસની ખુરશી ખેંચી લેવી.) અવખુજીઆ આસન, ચાર પોહોર સુધી રહે, ત્રણ પ્રકારના ઉપસર્ગ ખમે. ૧૦ અગિઆરમી પડિમા એ, છઠ્ઠ ભગ્ત ચોવીહારો ઉપવાસ કરે, બીજે ઉપવાસે ગામાદિક બહાર એક અહોરાત્રિનો કાઉસગ કરે, ત્રણ પ્રકારના ઉપસર્ગ

ને ખમે. ૧૧ બારમી પડિમાએ, અઠમ ભગત ચોવીહારો ઉપ વાસ કરે, ત્રીજે ઉપવાસે ગામાદિક બાહિર મસાણ ભુમિકાએ એક પુદગલ સામી દ્રષ્ટી રાખીને, આંખના મટકા રહિત, એક રાત્રિનો કાઉશગ કરે, ત્રણ પ્રકારના ઉપસર્ગ ખમે, અને જો ન ખમે તો ત્રણ પ્રકારના અવગુણ થાય તે, કહે છે. ઉનમાદ પામે (ગાંડો થાય) ઘણા કાળનો રોગ તતકાળ શરિરમાં ઉપજે. ૨ કેવળી પરૂપ્યા ધર્મથી ભિષ્ટ થાય, અને જો ત્રણ પ્રકારના ઉપસર્ગ ખમે તો ત્રણ પ્રકારના ગુણ થાય, તે કહે છે.. અવધિ જ્ઞાન, મનપર્યવ જ્ઞાન, કેવળજ્ઞાન પામે, એ બાર ભીખુની પડિમા સંપૂર્ણ.

तरेशहिं क्रिया ठाणेहिं તેર ક્રિયાના સ્થાનક કહે છે.

અઠાદંડે—તે શરિરાદિકને અર્થે છકાયજીવને હણે. ૧ અણઠાદંડે—તે નિર્થક કામ વિના જીવને હણે. હિંશા દંડે—તે એ, મુજને મારતો હતો, વળી મારે છે, અથવા મને મારશે, તે માટે એહને હું મારૂં. ૩ અક્ષમાત્ દંડે—તે ધારેલાને મારતાં વચમાં બીજો મરી જાય તે. ૪ દીઠીવીપરીયા સોયાદંડે—તે, મનને ભ્રમ કરીને મિત્રને હણે. ૫ મોશવતી—તે જુઠાથી લાગે. ૬ અદીણા દાણવતિ—તે ચોરીથી લાગે. ૭ અઝથવતિ—તે મોટા ઉચાટ (અપશોસ) કરે તે. ૮ મિત દોશવતી—તે, માતાપિતાદિકને થોડે અપરાધે ઘણો દંડ દીએ. ૯ માનવતીયા—તે, અહંકારથી લાગે ૧૦ માયા વતિયા—તે કપટથી લાગે. ૧૧ લોભ વતિયા—તે, કામાદિકને વિષે આશક્ત થઇને અનેરાને વદ્ધ બંધનાદિક કરે તે. ૧૨ ઈરીયાવહિ—તે, ઉતકૃષ્ટા સાધુને અથવા કેવળ જ્ઞાની ને હોય. ૧૩ એ તેર પ્રકારના ક્રિયાના સ્થાનક સંપૂર્ણ.

चौद्दसहिं, भुयागामेहिं—તે ચૌદ પ્રકારે અતિતકાળે હતા, હમણા છે, આગમી કાળે હસે, એવા જીવનો સમોહ તે સુક્ષ્મ એકેંદ્રિના બે ભેદ, અપર્યાપ્તા ૧ અને પર્યાપ્તા ૨ બાદર એકેંદ્રિના બે ભેદ. અપર્યાપ્તા ૩ અને પર્યાપ્તા ૪ બેઇંદ્રિના બે ભેદ. અપર્યાપ્તા ૫ અને પર્યાપ્તા ૬ તેઇંદ્રિના બે ભેદ. અપર્યાપ્તા ૭ અને પર્યાપ્તા ૮ ચઉરિંદ્રિના બે ભેદ. અપર્યાપ્તા ૯ અને પર્યાપ્તા ૧૦ અસંજ્ઞી પચેંદ્રિના બે ભેદ. અપર્યાપ્તા ૧૧ અને પર્યાપ્તા ૧૨ સંજ્ઞીપંચેંદ્રિના બે ભેદ. અપર્યાપ્તા ૧૩ અને પર્યાપ્તા. ૧૪ એ ચૌદ પ્રકારના ભૂત ( જીવ કહ્યા ).

पन्नरंसहिं, परमाहम्मिएहिं:—પંન્નર પ્રકારના પરમાધામી ( પરમ અધર્મિ. ) નારકીને પીડા કરનાર, તે દેવના નામ કહેછે.

૧ અંબ ૨ અંબરિશ ૩ સાંમ ૪ સબળ ૫ રૂંદ્ર ૬ વૈરૂદ્ર ૭ કાળ ૮ મહાકાળ ૯ અસીપત્ર ૧૦ ધનુષ્ય ૧૧ કુંભ ૧૨ વાળુ ૧૩ વેતરણી. ૧૪ ખરસ્વર ૧૫ મહાઘોષ. એ પન્નર પ્રકારના પરમાધામીનાં નામ કહ્યા.

सोलसहिं गाहा सोलसएहिं:—શોળ શ્રી સુયગડાંગ સુત્રના પ્રથમ શ્રુતસ્કંધના ૧૬ અધ્યયન તે કહે છે. પહેલું સ સમયપર સમય, નામે અધ્યયન ૧ બીજુ વેતાળીનામે અધ્યયન. ૨ ત્રીજુ ઉપસર્ગ નામે અધ્યયન. ૩ ચોથુ સ્ત્રિપ્રજ્ઞાનામે અધ્યન. ૪ પાંચમું નર્ક વિભૂતી નામે અધ્યયન. ૫ છઠું વિરસ્થુઈ નામે અધ્યયન. ૬ સાતમું કુશીલ પ્રભાશી નામે અધ્યયન ૭ આઠમું સકામ અકામ, વીર્ય નામે અધ્યયન. ૮ નવમું ધર્મ નામે અધ્યયન. ૯ દશમું સમાધિ નામે અધ્યયન. ૧૦ અગિયારમું મોક્ષ મારગ નામે અધ્યયન. ૧૧ બારમું શમોસરણ નામે

અધ્યયન. ૧૨ તેરમું જથા તથ્ય નામે અધ્યયન. ચૌદમું ગ્રંથ નામે અધ્યયન. ૧૪ પંનરમું જમ તથિ નામે અધ્યયન ૧૫ શોળમું ગાહા નામે અધ્યયન. ૧૬ એવં સોળ અધ્યયન સંપૂર્ણ.

सत्तरस्स विहेअसंजमेहिं.—સત્તર પ્રકારે અસંજમ, તે કહેછે.

પૃથ્વીકાય અસંજમે ૧ અપકાય અસંજમે ૨ તેઉકાય અસંજમે ૩ વાઉકાય અસંજમે, ૪ વનસ્પતીકાય અસંજમે ૫ બે ઇંદ્રિકાય અસંજમે ૬ તે ઇંદ્રીકાય અસંજમે ૭ ચઉરિંદ્રિકાય અસંજમે ૮ પચેંદ્રિકાય અસંજમે ૯ અજીવકાય અસંજમે ૧૦ અપેહા અસંજમે ૧૧ અઉપેહા અસંજમે ૧૨ પરીઠાવણીયા અસંજમે ૧૩ અપ્પમંજણા અસંજમે ૧૪ મન અસંજમે ૧૫ વચન અસંજમે ૧૬ કાયા અસંજમે ૧૭ એ સત્તર પ્રકારના અસંજમ કહ્યા.

अठारस्स विहे अबंमेहि—અઠાર પ્રકારનો અબ્રહ્મ તે કહે છે, ઉદારીક સંબંધી કામ ભોગ, મને કરી સેવું નહીં ૧ સેવરાવું નહીં ૨ સેવતા પ્રતે અનુમોદું નહીં ૩ વચને કરી સેવું નહીં. સેવરાવું નહીં ૫ સેવતાં પ્રતેં અનુમોદું નહીં ૬ કાયાએ કરી સેવું નહીં, ૭ સેવરાવું નહીં ૮ સેવતા પ્રતેં અનુમોદું નહી ૯ વિક્રય સંબંધી કાંમ ભોગ મને કરી સેવું નહીં ૧૦ સેવરાવું નહીં ૧૧ સેવતા પ્રતેં અનુમોદું નહીં ૧૨ વચને કરી સેવું નહીં ૧૩ સેવરાવું નહીં ૧૪ સેવતા પ્રતેં અનુમોદું નહીં ૧૫ કાયાએ કરી સેવું નહીં સેવરાવું નહી ૧૭ સેવતા પ્રતેં અનુમોદું નહીં ૧૮ એ અઢાર પ્રકારના અબ્રહ્મ કહ્યા.

एगुणवीसाए, नायज्झयणेहिं—ઓગણીસ શ્રી જ્ઞાતા સુત્રના અધ્યયન તે કહેછે, પ્રથમ શ્રુતસ્કંધ ઓગણીસ તે કહે છે.

પહેલું મેઘ કુમારનું અધ્યયન ૧ બીજું ધનાવા શેઠનું અ-

ધ્યયન ૨ ત્રીજું મોરના ઇંડાંનું અધ્યયન ૩ ચોથું કાછબાનું અધ્યયન ૪ પાંચમું થાવરચા પુત્રનું અધ્યયન ૫ છઠું તુંબડીનું અધ્યયન ૬ સાતમું રોહીણીનું અધ્યયન, ૭ આઠમું માલ્લિનાથનું અધ્યયન ૮ નવમું જીનરખને જીન પાલનું અધ્યયન ૯ દસમું ચંદ્રમાનું અધ્યયન ૧૦ અગ્યારમું દાવ દવે વ્રક્ષનું અધ્યયન. ૧૧ બારમું સુબુદ્ધી નાંમે પ્રધાનનું અધ્યયન ૧૨ તેરમું નંદણ મનીહાર સેઠનું અધ્યયન, ૧૩ ચઉદમું પોટિલાનું અધ્યયન ૧૪ પંદરમું. નંદી ફલનું અધ્યયન ૧૫ સોળમું દ્રોપદીનું અધ્યયન ૧૬ સત્તરમું આકોર્ણ જાતના ઘોડાનું અધ્યયન ૧૭ અઢારમું સુસમા દાર્યાનું અધ્યન ૧૮ ઓગણીસમું કુંડરીક પુંડરિકનું અધ્યયન ૧૯ એવં ઓગણીસ અધ્યયન સંપૂર્ણ.

वीसाए असमाहि ठाणेहि—કહેતાં, વીસ અસમાધિના સ્થાનક તે શ્રી દસાશ્રુતસ્કંધ સુત્રને વિષે કહ્યાં છે તે કહે છે.

પહેલે બોલે ઉતાવલો ઉતાવલો ચાલે તો અસમાધિનું સ્થાનક ૧ બીજે બોલે પુંજ્યા વિના ચાલે તો અસમાધિ ૨ ત્રિજે બોલે કિહાં પુંજે ને કિહાં પગ માંડે તો અસમાધિ ૩ ચોથે બોલે આધકા પાટ પાટલા ભોગવેતો, અસમાધિ ૪ પાંચમે બોલે વડેરાના સાહામું બોલે તો અસમાધિ ૫ છઠેબોલે થીવરની ધાત ચીંતવેતો અસમાધિ ૬ સાતમે બોલે સર્વે પ્રાણ, ભૂત, જીવ, સત્વની ધાત ચિંતવે તો અસમાધિ ૭ આઠમે બોલે ક્ષિણ ક્ષિણ પ્રત્યે, ક્રોધ કરે તો અસમાંધિ ૮ નવમે બોલે પુંઠ પાછલ પારકા અવરણવાદ, (નિંદા) બોલે તો અસમાધિ ૯ દશમે બોલે વારંવાર નિશ્ચેકારી ભાષા બોલે તો અસમાધિ ૧૦ અગિયારમેબોલે નવો કલેશ ઉપજાવે તો અસમાંધિ ૧૧ બા-

રમે બોલે જુનો કલેશ ખમાવીને ઉપસમાવ્યો, તેહને ફરી ઉદ્દેરે તો અસમાધિ ૧૨ તેરમે બોલે અકાળે સઝાય કરે તો અસમાધિ ૧૩ ચઉદમે બોલે સચીત રજે, હાથ પગાદિક, ખરડયા હોય તેહને વિના પુંજે સુવે બેસે ઉઠે તો અસમાધી. ૧૪ પંદરમે બોલે પોહોર રાત્રિ ગયા પછી, મોટે મોટે શબ્દ બોલે તો, અસમાધિ૰ ૧૫ સોળમે બોલે મોટાં કલેશ કરે. તો અસમાધિ ૧૬ સતરમે બોલે ઝંઝ વચન (કુલેશકારી) બોલે તો અસમાધિ ૧૭ અઢારમે બોલે પોતાને અને પરને, અસમાધિ ઉપજાવેતો અસમાધિ ૧૮ ઓગણીસમે બોલે સવારથી, સાંજ લગે લાવી, લાવીને ખાય, તો અસમાધિ ૧૯ વીસમે બોલે અણ એષણીક. આહાર ભોગવે તો અસમાધિ ૨૦ ઇતિ વીસ અસમાધિના સ્થાનક સંપૂર્ણ.

एक्कवीसाए, सबलेहिं—( કેહેતાં ) એકવીસ પ્રકારના સબળા દોષ શ્રી દસાશ્રુતસ્કંધના બીજા અધ્યયનને વિષે, સંજમાદિક નિર્મળ વસ્તુને કાબરી ( મલીન ) કરે. તથા આત્માને કર્મે કરી ભારે કરે તે, સબળા દોષ કહેછે.

પહેલે બોલે હસ્તકર્મ કરે તો, સબળો દોષ લાગે ૧ બીજે બોલે મૈથુન સેવે તો, સબળો દોષ લાગે ૨ ત્રીજે બોલે રાત્રિ ભોજન કરે તો સબળો દોષ લાગે. ૩ ચોથે બોલે આધા કર્મી આહાર ભોગવેતો, સબળો દોષ ૪ પાંચમે બોલે રાજપિંડ ભોગવે તો સબળો દોષ ૫ છઠ્ઠે બોલે કીયગડં ૧ પામીચં ૨ અછેજં ૩ અણિસિદ્ધં ૪ અભિહડં ૫ એ પાંચ દોષ સહીત, આહાર ભોગવે તો સબળો દોષ ૬ સાતમે બોલે વારંવાર પચ્ચખાણ કરીને ભાંગે તો સબળો દોષ. આઠમે બોલે છ માસ

માંહિ વિના કારણે ટોળું ( સંથારો ) બદલે તો સબળો દોષ ૮ નવમે બોલે એક માસમાંહિ ત્રણ ઉદગ લેપ ( મોટી નદી ઉતરે ) લગાડે તો સબળો દોષ, ૯ દસમે બોલે એકમાસ માંહિ ત્રણ માયાના સ્થાનંક સેવે તો સબળો દોષ ૧૦ અગિઆરમે બોલે, સેજાંતરનો આહાર ભોગવે તો સબળો દોષ ૧૧ બારમે બોલે, આકુટોને ( જાણીને ) પ્રણાતીપાત કરે તો સબળો દોષ ૧૨ તેરમે બોલે, આકુટીને જુઠું બોલે તો સબળો દોષ ૧૩ ચૌદમે બોલે આકુટીને અદત્તા દાંન લેતો સબળો દોષ ૧૪ પનરમે બોલે, સચીત પૃથ્વી ઉપર બેસે, ઉઠે, સુવેતો સબળો દોષ. ૧૫ સોળમે બોલે સચીત રજે ખરડ્યા પાટ પાટલા ઉપર બેસે, ઉઠે, સુવે, તો સબળો દોષ ૧૬ સત્તરમે બોલે સડેલા પાટ, પાટલા, ઇંડાદિક સહિત, તે ઉપર બેસે. ઉઠે, સુવે તો સબળો દોષ ૧૭ અઢારમે બોલે મુળ ૧ કંદ ૨ ખંધ ૩ ત્વચા ૪ પ્રવાલ ૫ પત્ર ૬ પુફ, ૭ ફળ, ૮ બીજ ૯ હરી ૧૦ એ દસ પ્રકારની સચીત વનસ્પતી ભોગવે તો સબળો દોષ ૧૮ ઓગણીસમે બોલે, એક વર્ષ માંહિ દશ ઉદગ લેપ, લગાડે તો સબળો દોષ લાગે ૧૯ વિસમે બોલે એક વર્ષ માંહિ દસમાયાના સ્થાનક સેવે તો, સબળો દોષ ૨૦ એકવીસમે બોલે, સચેત પાણીએ કરી ખરડયો હાથ, ચાટૂઓ, ભાજને કરી આપતાં એહવો અસુજતોલે, ભોગવે તો સબળો દોષ ૨૧ એ એકવીસસબળા દોષ કહ્યા.

**बावीसाए, परिसहेहिं**—કહેતાં બાવીસ પરિસહા શ્રી ઉત્તરાધ્યયનને વીષે કહ્યા છે તે કીયા તે કહે છે, ક્ષુદ્ધાનો પરિસહ ૧ ત્રષાનો પરીસહ ૨ સીતનો પરીસહ ૩ તાપનો પરિસહ ૪ ડાંસ, મછરનો, પરીસહ ૫ અચેલનો પરિસહ ૬ અરતીનો

પરિસહ ૭ સ્ત્રિનો પરિસહ, ૮ ચાલવાનો ૯ બેસવાનો ૧૦ સ્થાનકનો ૧૧ આક્રોસનો ૧૨ વધનો ૧૩ જાચવાનો ૧૪ અલાભનો ૧૫ રોગનો ૧૬ ત્રણફરસનો ૧૭ સત્તકાર સનમાંનનો ૧૮ જળમેલનો ૧૯ પ્રજ્ઞાનો ૨૦ અનાણનો ૨૧ દરશનનો પરિસહ ૨૨ એવં બાવીસ પરીસહા સંપૂર્ણ.

તેવીસાए, सुयगडज्झयणेहिं—કહેતાં, સુયગડાંગના પહેલા અને બીજા શ્રુત સ્કંધના મલીને ૨૩ અધ્યયન છે તે સોળ અધ્યયન પુર્વે કહ્યાં, તે અને બાકી બીજાશ્રુત સ્કંધના સાત અધ્યયન તે, પહેલું પોખરણી નામે અધ્યયન ૧ બિજુ ક્રિયા નામે અધ્યયન ૨ ત્રીજું આહાર પ્રજ્ઞાનામે અધ્યયન ૩ ચોથુ પચ્ચાખાણ પ્રજ્ઞાનામે અધ્યયન ૪ પાંચમું ભાષા નામે અધ્યયન ૫ છઠુ આર્દ્રકુંમારનું અધ્યયન ૬ સાતમુ ઉદગ પેઢાલપુત્રનુ અધ્યયન ૭ એવં તેવીસ અધ્યયન કહ્યાં.

चउवीसाए, देवेहिं—કહેતાં વિક્રય લબ્ધિ માહાપ્રાક્રમના ધણી, તે ચોવીસનાં નામ કહે છે દસ ભવનપતી, આઠ વાંણવ્યંતર, પાંચ જોતષી, એક વૈમાનીક, એ ચોવીસ તથા રૂષભાદિક ચોવીસ તીર્થંકર, એ ચોવીસ પ્રકારના દેવ કહ્યા.

पण वीसाए, भावणाहिं—કહેતાં પાંચ સંવરદ્વારને વિષે એકેકા મહાવ્રતની, પાંચ પાંચ ભાવના કહી છે, પહેલા માહાવ્રતની પાંચ ભાવના તે કહે છે.

ઇર્યાભાવના ૧ મનભાવના ૨ વચન ભાવના ૩ એષણા ભાવના ૪ આયાણ ભંડમત નિખેવણા ભાવના ॥ ૧ ॥ ૫ બીજા માહાવ્રતની પાંચ ભાવના, પહેલી ભાવનાએ વિના વિચાર્યું જેમ તેમ બોલવુ નહીં, વિચારીને બોલવું ૧ બીજી ભાવનાએ,

ક્રોધે કરી જુઠું બોલવું નહીં, ક્ષમા કરવી ૨ ત્રીજી ભાવનાએ લોભે કરી જુઠું બોલવું નહીં, સંતોષ કરવો ૩ ચોથી ભાવનાએ ભયે કરી જુઠું બોલવું નહીં, ધીરજ રાખવી. ૪ પાંચમી ભાવનાએ હાંશે કરી જુઠું બોલવું નહીં, મુન્ય રહેવું ૫ ॥ ૨ ॥ ત્રિજા મહાવ્રતની પાંચ ભાવના, પહેલી ભાવનાએ અઢારજાતિના નિરદોષ સ્થાનક જાચીને ભોગવવાં, વગર જાચ્યા ભોગવવા નહીં. ૧ બીજી ભાવનાએ તરણું, કાષ્ટ, કાંકરો, દિન દિન પ્રત્યે જાચીને ભોગવવો, વિના જાચ્યે ભોગવવો નહીં ૨ ત્રીજી ભાવનાએ છકાય જીવની હિંસા થાય તેમ સ્થાનક સમારવું નહીં ૩ ચોથી ભાવનાએ દેવનો, ગુરુનો, ઇંદ્રનો રાજાનો, સેજ્યાંતરનો, સાધરમીનો, ગાથાપતીનો, અદત્તા લેવો નહીં ૪ પાંચમી ભાવનાએ ગુરુનો, ગરઢાનો, ગિલાણનો વૈયાવચ્ચ કરવો ૫ ॥૩॥ ચોથા માહાવ્રતની પાંચ ભાવના. પહેલી ભાવનાએ સ્રિ, પશુ, નપુસક, રહિત સ્થાનક ભોગવવું ૧ બીજી ભાવનાએ, સ્રીની કથા વારતા કરવી નહીં ૨ ત્રીજી ભાવનાએ, સ્રીનાં અંગ ઉપાંગ નિરખવાં નહીં ૩ ચોથી ભાવનાએ, પુર્વના કામ ભોગ સંભારવા નહીં ૪ પાંચમી ભાવનાએ, દિન દિન પ્રત્યે સરસ આહાર કરવો નહીં. ૫ ॥ ૪ ॥ પાંચમા માહાવ્રતની પાંચ ભાવના, પહેલી ભાવનાએ સારા શબ્દ ઉપર રાગ કરવો નહીં, માઠા ઉપર દ્વેષ કરવો નહીં ૧ બીજી ભાવનાએ, સારા રૂપ ઉપર રાગ કરવો નહીં, માઠા ઉપર દ્વેષ કરવો નહીં. ૨ ત્રીજી ભાવનાએ, સારા ગંધ ઉપર રાગ કરવો નહીં, માઠા ઉપર દ્વેષ કરવો નહીં. ૩ ચોથી ભાવનાએ, સારા રસ ઉપર રાગ કરવો નહીં, માઠા ઉપર દ્વેષ કરવો નહીં. ૪ પાંચમી ભાવનાએ, સારા ફરસ ઉપર રાગ ક

રવો નહીં, માઠા ઉપર દ્વેષ કરવો નહીં. ૫ એવં પચવીશ ભાવના સંપૂર્ણ.

छवीसाए, दसाकप्प ववहाराणं, उद्देसण कालेणं—(કહેતાં) દસાશ્રુત સ્કંધ સૂત્રના દશ અધ્યયન, વૃત્કલ્પ સૂત્રના છ, અને વ્યવહાર સૂત્રના દશ મલી કુલ છવિસ ઉદ્દેસા થયા.

सत्तावीसाए अणगारगुणेहिं—કહેતાં જેહના મહાવ્રતને 'વિષે આગાર' નથી, તથા પોતાને રહેવાનુ ઘર નથી, તેહને અણગાર (સાધુ) કહીએ. તેમના સત્યાવિસ પ્રકારના ગુણ કેહે છે, પંચ માહાવ્રતના પાલણહાર. ૧ પાંચ ઇંદ્રિવશકરનાર, ચાર કષાયના ટાળણહાર, કોહવિજે, માનવિજે, માયાવિજે, લોભવિજે, ભાવસચ્ચે, કરણસચ્ચે, જોગ સંચ્ચે, ખેમાવંત, વૈરાગવંત, મન સમધારણયા, વયસમ ધારણયા, કાયસમ ધારણયા, નાણ સંપન્ને દંસણ સંપન્ને, ચારિત્ર સંપન્ને, વેદનીઅહિયાસિયાએ, મરણતિ અહિયાસિયાએ, એ સત્તાવીશ ગુણ સાધુના કહ્યા.

अट्ठावीसाए आयारकप्पेहिं—પ્રાયશ્ચિતના અઠાવીસ પ્રકારના આચાર, કલ્પ કહે છે.

પહેલે બોલે એક મહિનાનો પ્રાયશ્ચિત, બીજે બોલે એક માસને પાંચ દિનનો. ત્રીજે બોલે એક માસને દસ દીનનો, ચોથે બોલે એક સાસને પન્નર દિનનો, પાંચમે બોલે એક માસને વીસ દીનનો, છઠ્ઠે બોલે એક માસને પચવીસ દીનનો, સાતમે બોલે બે માસનો, આઠમે બોલે બેમાસને પાંચ દિનનો નવમે બોલે બે માસને દસ દિનનો, દસમે બોલે બે માસને પન્નર દિનનો, અગિયારમે બોલે બે માસને વીસ દી નો, બારમે બોલે બે માસને પચવીસ દિનનો, તેરમે બોલે ત્રણ માસ

નો, ચઉદમે બોલે ત્રણમાસ ને પાંચદિનનો, પન્નરમે બોલે ત્રણ માસને દશ દિનનો, સોળમે બોલે ત્રણ માસને પન્નર દિનનો, સતરમે બોલે ત્રણ માસને વીસ દીનનો, અઢા રમે બોલે ત્રણ માસને પચવીસ દીનનો, ઓગણીસમે બો લે ચાર માસનો, વીસમે બોલે ચાર માસને પાંચ દિનનો. એક વીસમે બોલે ચાર માસને દશ દીનનો, બાવીસમે બોલે ચાર માસને પંન્નર દીનનો, ત્રેવીસમે બોલે ચાર માસને વિસ દીનનો, ચોવીસમે બોલે ચાર માસને પચીસ દીનનો, પચીસમે બોલે (ઘાઇયં)તે ચાર માસને સાઢા સતાવીસ દિનનો, છવીસમે બોલે (અણુઘાઇયં)તે પાંચમાસનો, સતાવીસમે બોલે (અકસિણ)તે પાંચ માસને સાઢા સતાવિસ દિનનો, અઠ્ઠાવિસમે બોલે (કસીણ)તે, છ માસનો, એ અઠાવિસ પ્રકારના પ્રાયશ્ચિત કહ્યાં.

હવે સાધુજીના અઠાવિશ પ્રકારના આચાર:—(શ્રી આચારંગ સૂત્રના પચીસ અધ્યયનના નામ કહે છે. )

શસ્ત્રપરિજ્ઞા. ૧ લોક વિજય ૨ સીતોસ્ણીયા ૩ સમકતં ૪ લોકસાર ૫ધૂતા ૬ વિમુક્ષા ૭ ઉપધ્યાન સુત ૮ મહાપરિજ્ઞા ૯ ( આ નવ પ્રથમ શ્રુતસ્કંધના છે. ) પીંડેષણા ૧૦ સેજ્જા ૧૧ ઇર્યા ૧૨ ભાષા ૧૩ વસ્ત્ર એષણા ૧૪ પાત્ર એષણા ૧૫ ઉગહં પડિમા ૧૬ સાતસત્તકિયા એવં ૨૩ ભાવના ૨૪ અને વિમૂત્તી ૨૫ (આ સોળ બીજા શ્રુતસ્કંધના છે) અને નિસીથ સૂત્રના ત્રણ અધ્યયન તેમાં આલોયણાનો અધિકાર છે. ઉવગ્ઘાઇએ તે ૨૬ દિનનું લઘુ માસાદિક પ્રાયશ્ચિત ૧ અણુવગ્ઘાઇએ તે, સતાવીસ દીનનું ગુરૂ માસાદિક પ્રાયશ્ચિત ૨ વ્રત આરોપણા પ્રાયશ્ચિત ૩ એવં ૨૮ ભેદ જાણવા.

पेग णत्तीसाए पावसुयप्पसंगेहि—કહેતાં ઓગણત્રીસ ભેદ પાપ સુત્ર કહે છે.

પહેલું ભૂમિ કંપાયણ નામે શાસ્ત્ર ૧ બીજુ ઉત્પાત નામે શાસ્ત્ર ૨ ત્રીજુ સ્વપ્ન નામે શાસ્ત્ર ૩ ચોથું અંતલિખ્ખ નામે શાસ્ત્ર, (ઉલકાપાતના જાણ) ૪ પાંચમું અંગનામે સાસ્ત્ર (અંગ) ફુરકવા દિકનો જાણ ૫ છઠુ સ્વરનામે સાસ્ત્ર, દુરગાદિકના સ્વરનો જાણુ ૬ સાતમું વ્યંજન નામે શાસ્ત્ર, તે સ્ત્રી પુરૂષના લક્ષણ તિલ, (મસાદિકનો જાણ) ૭ આઠમું લક્ષણનામે શાસ્ત્ર, તે (સ્ત્રિ પુરુષના લક્ષણનો જાણ) ૮ એવં મુળ આઠ ભેદ. તેના સૂત્રથી, અર્થથી, અને કથા વાર્તાથી એ ત્રણ પ્રકારના મળીને ૨૪ ભેદ થયા. પચીસમે બોલે વીકહાંણુ ઉગે (તે, કામ ભોગની) વિકથાનો કથક. છવીસમે બોલે વિજાણું ઉગે તે, પ્રજ્ઞાપતી રોહીયાદિક વિદ્યાનું કથક. ૨૬ સતાવીસમે બોલે, મંતાણું ઉગે તે, સાપવિંછી વીગેરેના મંત્રનો કથક ૨૭ યોગાણું યોગે તે વસીકરણા દિકની વિધ્યાનો કથક. ૨૮ અન્યતિર્થીય પવિતાણું ઉગે તે, અન્યતીર્થીના આચારનો કથક ૨૯ એ ઓગત્રીસ ભેદ, પાપ સાસ્ત્રના કહ્યા.

तीसाए महा मोहणी ठाणेहिं—મહા મોહની કર્મ બાંધવાના ત્રીસ ભેદ (શું કરવાથી મહા મોહની કર્મ બંધાયતે કહેછે)

પહેલે બોલે ત્રસ જીવને પાણીમાંહી બુડાડીને મારે તો, જીવ મહા મોહની કર્મ બાંધે ૧ બીજે બોલે ત્રસ જીવને સાસોશ્વાસ રૂંધીને મારે તો જીવ મ૦ ૨ ત્રીજે બોલે ત્રસ જીવને ધુમાડો કરી અકળાવીને, મારેતો જીવમ૦ ચોથે બોલે, મસ્તકને વિષે ખડગાદિકનો ઘા, કરીને મારે તો જીવમ૦ ૪ પાંચમે

બોલે મસ્તકને સીસાવિંટીને મારે તો જીવ૦ ૫ છઠ્ઠે બોલે ગાંડા, ગુંગા, ને દાંડે પાટીએ કરી મારતો જાય, અને હસ્તોજાય તો જીવ૦ ૬ સાતમે બોલે અણાચાર સેવીને ઢાંકેતો જીવ૦ ૭ આઠમે બોલે પોતે અણાચાર સેવીને પારકે માંથે નાંખેતો જીવ૦ ૮ નવમે બોલે સભામધ્યે બેસીને, જાણીને મીશ્ર ભાષા બોલેતો જીવ૦. ૯ દસમે બોલે ભોગીના ભોગ રૂંધેતો જીવ૦ ૧૦ અગિયારમે બોલે, બાલ્ બ્રહ્મચારી નથીને બાલ બ્રહ્મચારી નામ ધરાવે તો. જીવ૦ ૧૧ બારમે બોલે બ્રહ્મચારી નથીં ને બ્રહ્મચારી નામ ધરાવેતો જીવ૦ ૧૨ તેરમે બોલે સેઠનું ધન ચોરે તો જીવ૦ ૧૩ ચૌદમે બોલે પંચે મલીને વડેરો કરી થાપ્યો છે અને તેહુજ પંચને દુખ દેતો જીવ૦ ૧૪ પનરમે બોલે સાપણ ઇંડિ જણતી જાય અને ખાતી જાય તેમ વિશ્વાસ ઘાત કરીને સ્ત્રી પુરૂષને મારે, અને પુરૂષ સ્ત્રીને મારે તો જીવ૦ ૧૫ સોળમે બોલે,એક દેસના રાજાને મારે તો જીવ૦ ૧૬ સતરમે બોલે ઘણા દેશના રાજાને મારે તો જીવ૦ ૧૭ અઢારમે બોલે, સાધુને સંજમ થકિ ભ્રષ્ટ કરે તો જીવ૦ ૧૮ ઓગણીસમે બોલે, તિર્થંકરના અવર્ણવાદ બોલે, તો જીવ૦ ૧૯ વીસમે બોલે, તીર્થંકરના માર્ગના અવર્ણવાદ બોલે તો જીવ૦ ૨૦ એકવીસમે બોલે, આચાર્ય ઉપાધ્યાના અવર્ણવાદ બોલે તો જીવ૦ ૨૧ બાવીસમે બોલે, આચાર્ય ઉપાધ્યાયનો વયાવચ નકરે તો જીવ૦ ત્રેવીસમે બોલે, બહુ સૂત્રી નથી ને બહુ સુત્રી નામ ધરાવેતો, જીવ૦ ૨૩ ચોવીસીમે બોલે, તપસ્વી નથી ને તપસ્વી નામ ધરાવેતો જીવ૦ ૨૪ પચીસમે બોલે, ગરઢા, ગિલાણ, રોગી તપસ્વીનો વયાવચ ન કરે તો જીવ૦ ૨૫ છવીસમે બોલે ચાર તીર્થ માહે ભેદ પાડે તો જીવ૦ ૨૬ સતાવીસમે બોલે જોતિષ

નીમીત વશીકરણાદિક ભાંખે તો જીવ૦ ૨૭ અઠાવીસમે બોલે દેવતા, મનુષ્ય, તિર્યંચના અત્રપતા કાંમ ભોગ વાંછે તો જીવ૦ ૨૮ ઓગણતીસમે બોલે, તપ સંજમ પાળીને મોટા મહાર્દ્ધીક દેવતા થયા છે, તેહનો અવર્ણવાદ બોલે તો જીવ૦ ૨૯ તીસમે બોલે, ચાર જાતીના દેવતા આવતા નથી, ને કહેજે માહરી પાસે દેવતા આવેછે, એમ કહેતો જીવ૦ ૩૦ એ ત્રીસ મહા મોહનીના સ્થાનક કહ્યાં. ૩૦

एकत्तिसाए, सिद्धाइ गुणेहिं—કહેતાં એકત્રીસ સીદ્ધ ભગવંતજીના ગુણ કહે છે. પાંચ પ્રકારે જ્ઞાના વર્ણી કર્મ ક્ષય કીધાં. નવ પ્રકારે દર્શના વરણી કર્મક્ષય કીધાં, બે પ્રકારે વેદની કર્મ ક્ષય કીધા, બે પ્રકારે મોહની કર્મ ક્ષય કીધાં. ચાર પ્રકારે આયુષ કર્મ ક્ષય કીધા, બે પ્રકારે નામ કર્મ ક્ષય કીધા, બે પ્રકારે ગોત્ર કર્મ ક્ષય કીધાં, પાંચ પ્રકારે અંતરાય કર્મ ક્ષય કીધાં એવં ૩૧ ગુણ કહ્યા. बत्तीसाए जोग संगहेहिं—બત્રીસ પ્રકારના જોગ સંગ્રહ કહેછે.

પહેલો જોગ સંગ્રહ; જે દોષ અતિચારાદિક લાગ્યા હોય તે શિષ્યે ગુરૂ સમીપે આલોયણા લેવી. ૧ બીજો જોગ સંગ્રહ તે ગુરૂ સમિપે શિષ્યે જે આલોયણા લીધી તે ગુરુએ બીજા કોઇ આગળ કહેવું નહીં ૨ ત્રીજો જોગ સંગ્રહ, આપદા કષ્ટ આવેતો ધર્મને વિષે દ્રઢ રહેવું ૩ ચોથો જોગ સંગ્રહ, ઈહલોક, પરલોકની વાંચ્છના રહિત તપ કરવો ૪ પાંચમો જોગ સંગ્રહ, આસેવન શિક્ષા ગ્રહણ શિક્ષા સહિત પ્રવર્તવું. ૫ છઠ્ઠો જોગ સંગ્રહ, શરીરની સુશ્રુખા વિભુષા, ન કરવી. ૬ સાતમો જોગ સંગ્રહ, અજ્ઞાત કુળની ગોચરી કરવી ૭ આઠમો જોગ સંગ્રહ, છાનો

તપ કરવો, પણ કોઇ ગૃહસ્થ આગળ કહેવું નહીં. તથા લોભ રહિત પ્રવર્તવું ૮ નવમો જોગ સંગ્રહ, પરીસહ આવે થકે શુભ પ્રણામે અહિયાસવો, ક્ષેમા સહિત વિચરવું ૯ દશમો જોગ સંગ્રહ, સરલ ભાવ સહિત પ્રવર્તવું ૧૦ અગ્યારમો જોગ સંગ્રહ, સંજમ સહીત પ્રવર્તવું ૧૧ બારમો જોગ સંગ્રહ, સમકિત્ત સહિત પ્રવર્તવું ૧૨ તેરમો જોગ સંગ્રહ, ચિત્તની સમાદ્ધિ સહીત પ્રવર્તવું ૧૩ ચૌદમો જોગ સંગ્રહ, પાંચ પ્રકારના આચાર સહિત પ્રવર્તવું ૧૪ પંન્નરમો જોગ સંગ્રહ, વિનય સહિત પ્રવર્તવું ૧૫ સોળમો જોગ સંગ્રહ, તપવીર્ય સહિત પ્રવર્તવુ. ૧૬ સત્તરમો જોગ સંગ્રહ, વૈરાગ સહિત પ્રવર્તવું ૧૭ અઢારમો જોગ સંગ્રહ, આત્માને નિધ્યાનની પેરે રાખવો. ૧૮ ઓગણીસમો જોગ સંગ્રહ, પાસથ્થાના ભાવ રહિત પ્રવર્તવું ૧૯ વિસમો જોગ સંગ્રહ, સંવર પુષ્ટો કરવો ૨૦ એકવીસમો જોગ સંગ્રહ, પોતાના આત્માના અવગુણ ટાળવા ૨૧ બાવીસમો જોગ સંગ્રહ, સર્વ કામ ભોગથી નિવર્તવું ૨૨ તેવીસમો જોગ સંગ્રહ, દિન દિન પ્રત્યે વ્રત પચખાંણનો વધારો કરવો. ૨૩ ચોવીસમો જોગ સંગ્રહ, ઉપદ્ધિ અહંકારનું છાંડવું તથા કાઉસગનું કરવું ૨૪ પચીસમો જોગ સંગ્રહ, પાંચ પ્રમાદનું છાંડવું ૨૫ છવીસમો જોગ સંગ્રહ, થોડુ બોલવું અને વખતો વખત ક્રિયા કરવી. ૨૬ સત્તાવીસમો જોગ સંગ્રહ, ધર્મ ધ્યાન, શુકલ ધ્યાન, સહિત પ્રવર્તવું ૨૭ અઠાવીસમો જોગ સંગ્રહ, શુભ જોગ સહિત પ્રવર્તવું ૨૮ ઓગણત્રીસમો જોગ સંગ્રહ, મરણાંતિક વેદના આવે થકે મન થીર રાખવું. ૨૯ ત્રીસમો જોગ સંગ્રહ, સર્વ કર્મનો સંગ છાંડવો ૩૦ એકત્રીસમો જોગ સંગ્રહ, આલોઇને નિંદીને નિસલ થાવું ૩૧ બત્રીસમો જોગ સંગ્રહ, તે

સલેખણા કરીને સંથારો કરવો. એવં ૩૨ જોગ સંગ્રહ કહ્યા૦

तेत्रिसाए असायणाए—શ્રી સમવાયંગ તથા દશા શ્રુતસ્કંધ સૂત્રમાં ગુરુઆદિકની ૩૩ અસાતના કહી છે તે કહે છે.

પહેલે બોલે ગુરુની આગળ ચાલેતો અસાતના ૧ બીજે બોલે ગુરુને બેહુ પાસે અડીને ચાલે તો અસાતના ૨ ત્રીજે બોલે ગુરૂની પાછળ અડીને, ચાલેતો અસાતના ૩ ચોથે બોલે ગુરૂની આગળ અડીને ઉભો રહે, તો અસાતના ૪ પાંચમે બોલે ગુરૂને બેહુ પાસે બરાબર અડીને ઉભો રહે, તો અસાતના ૫ છઠે બોલે ગુરૂની પુંઠ પાછળ અડીને ઉભો રહે તો અસાતના ૬ સાતમે બોલે, ગુરૂની આગળ અડીને, બેસેતો અસાતના. ૭ આઠમે બોલે, ગુરૂને બેહુપાસે અડીને બેસેતો, અસાતના ૮ નવમે બોલે ગુરૂની પાછળ અડીને બેસેતો અસાતના ૯ દશમે બોલે, ગુરૂ અને શિષ્ય બેહુ ઠંડીલ (દિસાએ) ગયા હોય અને ગુરૂ પહેલો શિષ્ય હાથ પાણી લેતો અસાતના ૧૦ અગ્યારમે બોલે, ગુરૂ શિષ્ય દિશાદિક સાથે જઈને, સ્થાનક માંહિ આવે અને ગુરૂ પહેલો શિષ્ય ઇરીયાવહી પડીકમે, તો અસાતના ૧૧ બારમે બોલે, સ્થાનક માંહિ કોઇ અનેરો પુરૂષ, પ્રશ્નાદિક પુછવા આવ્યો છે, તે ગુરૂને બોલાવા યોગ છે, અને પોતે બોલાવે તો અસાતના. ૧૨ તેરમે બોલે રાત્રિ તથા પ્રોઢીએ ગુરૂ સાધુને પુછે કે કોણ સુતા છે, કોણ જાગે છે, તે વારે શિષ્ય જાગતો થકો, બોલે નહીં તો અસાતના ૧૩ ચઉદમે બોલે, શિષ્ય ચાર પ્રકારનો આહાર, વોહરી લાવ્યો હોય તે, પહેલો નાના સાધુને આલોવે પછે ગુરૂને આગે આલોવેતો, અસાતના ૧૪ પનરમે બોલે શિષ્ય ચાર પ્રકારનો આહાર વોહોરી લાવ્યો

હોય તે પહેલાં નાહના સાધુને દેખાડે, પછે ગુરૂને દેખાડે તો અસાતના ૧૫ સોલમે બોલે, શિષ્ય ચાર પ્રકારનો આહાર વોહોરી લાવ્યો હોય, તે પહેલાં નાહના સાધુને આમંત્રે, અને પછે ગુરૂને આમંત્રે, તો અસાતના. ૧૬ સત્તરમે બોલે, શિષ્ય ચાર પ્રકારનો આહાર વોહરી લાવ્યો હોય, તે ગુરૂવાદિકને પુછ્યા વિના જે, જે, ઇચ્છે તેહને રૂડો, રૂડો, ઘણો, ઘણો કાઢીને આપે, તો, અસાતના ૧૭ અઢારમે બોલે, ગુરૂને શિષ્ય ભેળા બેશીને, એક પાત્રામાંહિ આહાર પાણી કરતાં થકાં, શિષ્ય ઘણું, ઘણું, રૂડું, રૂડું, સરસ, સરસ, મનોજ્ઞ, મનોજ્ઞ, ચોપડયો, ચોપડયા, મીઠો, મીઠો, આજ્ઞાવિના ખાઇ જાય તો, અસાતના. ૧૮ ઓગણીસમે બોલે, ગુરૂ શિષ્યને બોલાવે, ને સાંભળ્યું કરિને બોલે નહીં તો, અસાતના. ૧૯ વિસમે બોલે, ગુરૂ શિષ્યને બોલાવે ને તિહાંજ બેઠા બેઠા ઉત્તર દે, તો અસાતના ૨૦ એકવિસમે બોલે, ગુરૂ શિષ્યને બોલાવેથકે શું કહો છો, એમ કહે તો, અસાતના ૨૧ બાવીસમે બોલે, ગુરૂને તું તું કરે તો અસાતના, ત્રેવીસમે બોલે, ગુરૂ શિક્ષા દે તેવારે ગુરૂના સામું બોલેતો અસાતના. ૨૩ ચોવીસમે બોલે, ગુરૂ કહે કે, ગરઢા, ગિલાણ, રોગી, નવ દીક્ષીતની વયાવચ કરો તો નફો થશે, તે વારે શીષ્ય કહેકે, તુમ્હેજ કરો. તુમ્હને શું નફો નહીં થાય? એમ કહે તો અસાતના. ૨૪ પચીસમે બોલે, ગુરૂ. ધર્મ કથા કહેતાં ગાથા, પદાદિક ભુલે તે વારે ગુરૂને ખિસ્ટ કરવાને શિષ્ય કહે એ, એમ નહીં આમ છે, એમ કહે તો અસાતના. ૨૫ છવીસમે બોલે, ગુરૂ, ધર્મ કથા કહેતાં કોઇ બોલ આશ્રી કહે કે, વિચારીને કહીશું તે વારે શિષ્ય કહે, તુમ્હને

શું અર્થ સાંભરતો નથી ? એમ કહેતો અસાતના. ૨૬ સતાવિસમે બોલે, ગુરૂ, ધર્મ કથા કહેતાં અરતિવેદે તો, અસાતના ૨૭ અઠાવીસમે બોલે, ગુરૂ ધર્મ કથા કહેતાં પરખદા માંહિ ભેદ પાડે તો, અસાતના ૨૮ ઓગણત્રીસમે બોલે, ગુરૂ, ધર્મ કથા કહેતા થકાં, ધર્મ કથાનો રસચ્છેદ, જે કેટલીવાર વખાણ કરશો ? ગોચરીને અશુર થાય છે, એમ કેહે તો અસાતના ૨૯ ત્રીસમે બોલે, ગુરૂ, ધર્મ કથા કહી રહ્યા પછી, તે પરખદા માંહેથી એકે માણસ ઉઠયો ન હોય ને તે પરખદા જત્ર તત્ર ન થઈ હોય ગુરૂએ, જે વખાણ કહ્યો હોય તેહીજ અધ્યયન ફરી મ્હેલાવીને, કહે તો અસાતના ૩૦ એકત્રસમે બોલે ગુરૂ આદિકની સેજ્યા, સંથારો, પગથી સંઘટો કરીને હાથથી વિના સમારે, ગુરૂને વિના ખમાવે ચાલ્યો જાય તો અસાતના ૩૧ બત્રીસમે બોલે ગુરૂની સેજ્યા સંથારા ઉપર ઉભો રહે, બેસે, સુવે તો અસાતના ૩૨ તેત્રીસમે બોલે, ગુરૂથકી દ્રવ્યે અને ભાવે, ઉંચે તથા બરોબરને આસને બેશે, સુવે ઉભો રહે, તો અસાતના. ૩૩ ઇતિશ્રી તેત્રીસ બોલનો થોકડો સંપૂર્ણ.

---

# અથ શ્રી પાંચ જ્ઞાનનો થોકડો પ્રારંભતે.

જ્ઞાન ૧ જ્ઞેય ૨ જ્ઞાની ૩ તેહનો અર્થ કહે છે. જ્ઞેય, તે સાહામો પદાર્થ અને જ્ઞાન, તે જીવનો ઉપયોગ, જીવનું લક્ષણ જીવનો ગુણ, જીવનું જાણપણું. જ્ઞાની, તે જાણનારો; જીવ અસંખ્યાત પ્રદેશી ચેત્તન લક્ષણો છે. હવે જેણે કરી, વસ્તુ જાણીએ તે જ્ઞાન. ૧ જેહ થકી વસ્તુ જાણીએ તે જ્ઞાન. ૨ જેહને વિષે વસ્તુ જાણીએ; તે જ્ઞાન. ૩ જાણવું તે જ્ઞાન. ૪. એ જ્ઞા-

નના ચાર અર્થ૦ હવે જ્ઞાનના પાંચ ભેદ કહે છે, મતિજ્ઞાન. ૧ શ્રુતજ્ઞાન. ૨ અવધિજ્ઞાન. ૩ મન પર્યવ જ્ઞાન. ૪ કેવલજ્ઞાન. ૫ મતિ જ્ઞાનના બે ભેદ. સામાન્ય ૧ વિશેષ ૨ સામાન્ય પ્રકારે તે મતી, વિષેસ પ્રકારે તે મતિજ્ઞાન ૧ મતિઅજ્ઞાન ૨ સમ્યદ્રષ્ટીનિ, મતિ તે મતિજ્ઞાન ૧ મિથ્યા દ્રષ્ટીની, મતિ, તે, મતિ અજ્ઞાન. ૨ શ્રુત જ્ઞાનના બે ભેદ, સામાન્ય ૧ વિશેષ ૧ સામાન્ય પ્રકારે તે, શ્રુતિ કહીએ, વિશેષ પ્રકારે. તે શ્રુતિજ્ઞાન. ૧ શ્રુતિ અજ્ઞાન ૨ સમ્યક્ દ્રષ્ટીનું શ્રુત, તે શ્રુતજ્ઞાન. ૧ મિથ્યા દ્રષ્ટીનું શ્રુત, તે શ્રુત અજ્ઞાન. ૨ મતિજ્ઞાન, અને શ્રુતજ્ઞાન, એ બે જ્ઞાન અન્યોઅન્ય પરસ્પર, માંહોમાંહિ ખીર, નીર,ની પેરે મલી રહ્યા છે; જીવ, અને અભિંતર શરીરની પેરે છે, તો પણ ઈહાં બે જ્ઞાનને વિષે આચાર્યે વિશેષ કરી કહે છે, મતિએ કરી જાણે તે મતિ જ્ઞાન. ૧ શ્રુતે કરી જાણે તે શ્રુતજ્ઞાન. ૨ મતિજ્ઞાનના બે ભેદ. શ્રુત નિશ્રિત૧. અને અશ્રુત નિશ્રીત. ૨ અશ્રુત નિશ્રીતના. ચાર ભેદ. ઉતપાત્યા બુદ્ધિ. વિનયા બુદ્ધિ. ૨ કમ્મિયા બુદ્ધિં ૩ પ્રણમીયા બુદ્ધિ ૪ હવે ઉત્પાત્યા બુદ્ધિ તે, કેહને કહીયે? તે કહે છે. અણદીઠી, અણસાંભલી, તતકાલ બુદ્ધી ઉપજે, તે વસ્તુના ફલનો વિનાશ ન થાય, તેને ઉત્પાત્યા બુદ્ધી કહીએ. બીજી વિનયા બુદ્ધી, તે કેહને કહીએ કે જે ગુરૂની ભકિત વિનયે કરી, શાસ્ત્રના અર્થનો ફેલાવ થાય, તેને વિનયા બુદ્ધિ કહીયે. ૨ ત્રીજી કમ્મીયા બુદ્ધિ તે કેહને કહીએ, તે કહે છે કે, જોતાં, લખતાં, ચિતરતાં ભણતાં, સાંભલતાં, દેખતાં, વણતાં વાવતાં, શીવતાં, અનેક પ્રકારે શિષ્ય, કળા પ્રમુખ અભ્યાસ કરતાં, તે અભ્યાસને વિષે અત્યંત કુશળ થાય, તેને કમ્મિયા બુદ્ધી કહીએ. ૩ ચોથી પ્ર-

ણુમિયા બુદ્ધિ, તે કેહને કહીએ તે કહે છે. કે જેમ, જેમ, વય પરિણમે તેમ, તેમ, બુદ્ધી પરિણમે અને જેમ, જેમ, બુદ્ધિ પરિણમે તેમ, તેમ, બહુ શ્રુત થાય. અને જેમ જેમ બહુ સુત્રી થાય તેમ તેને થીવર જાણીયે, તેમ પ્રત્યેક બુદ્ધી આદીક પ્રમુખને આલોચતાં જાતિ સ્મર્ણાદીક જ્ઞાન ઉપજે, તેને અણુમિયા બુદ્ધિ કહીએ. ૪ શ્રુત નિશ્રીત મતિ જ્ઞાનના બે ભેદ અર્થાવગ્રહ. ૧ અને બીજો વ્યંજનાવગ્રહ ૨ ફરસેંદ્રીય વગ્રહના ચાર ભેદ. પેહેલો શ્રોતેંદ્રિય વ્યંજનાવગ્રહ. ૧ બીજો ઘ્રાણેંદ્રીય વ્યંજનાવગ્રહ. ૨ ત્રીજો રસેંદ્રીય વ્યંજનાવગ્રહ. અને ચોથો સ્પર્શેદ્રીય વ્યંજનાવગ્રહ. ૪ એ ચાર ઇંદ્રીયને વ્યંજનાવગ્રહ ઇંદ્રિય કહીએ.

હવે, જે પુદગલ ઇંદ્રિને વિષે સાહમા આવી ભરાય, પછે તે પુદગલનું ગ્રહણ થાય; જેમકે સરાવલું (કોડીઆ) ને દ્રષ્ટાંતે થાય તે ગ્રહણ સમે વસ્તુનું ગ્રહવું, તે વ્યંજનાવગ્રહ કહીએ. વળી ચક્ષુ ઇંદ્રીય, અને મનને વિષે સાહમા પુદગલ આવતાં નથી હવે ચક્ષુ ઇંદ્રી ૧ અને મન તે, રૂપાદીક પુદગલને સાહમા જઇને તે, પુદગલને ગ્રહે તે માટે, ચક્ષુ ઇંદ્રી ૧ અને મન ૨ એ બેને વ્યંજનાવગ્રહ નથી, અને શેષ ચાર ઇંદ્રીને વ્યંજનાવગ્રહ છે. શ્રોતિંદ્રીય વ્યંજનાવગ્રહ, તે કાને કરી શબ્દ સાંભળે. ૧ અને ઘ્રાણેંદ્રી વ્યંજનાવગ્રહ, તે નાસિકાએ ગંધ જાણે ૨ અને રસેંદ્રીય વ્યંજનાવગ્રહ, તે જીભે રસ જાણે ૩ ફરસેંદ્રીય વ્યંજનાવગ્રહ, તે શીત ઉષ્ણાદિક સ્પર્સે કરી જાણે, તેને સ્પર્શેદ્રીય વ્યંજનાવગ્રહ કહીએ. ૪ હવે ચોવીસ ભેદે વિગ્રહ કહેછે. અવગ્રહ ૧ ઇહા ૨ અવાય ૩ ધારણા ૪ એ ચાર બોલને કાળ કહે છે; અવગ્રહ તે એક સમય માંહે વસ્તુને ગ્રહે ૧ ઇહા, તે વિચારણાને કાળ,

સંખ્યાતા, અસંખ્યાતા કાલના આયુ સુધી. હવે ચોવીશ ભેદનો વિસ્તાર કહેછે. શ્રોતેંદ્રીયને અવાય ગ્રહે, તે કાનને વિષે શબ્દના પુદગલનું ગ્રહવું ૧ શ્રોતેંદ્રિય ઇહા, તે કાને કરીને જે શબ્દના પુદગલ જે ગ્રહ્યાં, તેહનો વિચાર કરવો કે, એ કેનો શબ્દ છે, એ શબ્દ શીષ્યાદીકનો એમ વિચાર્ણા કરે. ૨ શ્રોતેંદ્રીય અવાયતે, કાને કરીને જે શબ્દના પુદગલ જે ગ્રહ્યા, તેહનો અવાય તે નિશ્ચય કરવો. જે એ તો શીષ્યાદિકનો જ શબ્દ છે ૩ શ્રોતેંદ્રિય ધારણા, તે ધારી રાખે જે અમુક વેળાએ અમુકનો શબ્દ મેં સાંભળ્યો હતો ૪ એમ ચક્ષુઈંદ્રિના રૂપ સંબંધી, ચાર બોલ, એમ ઘાણેંદ્રીયના ગંધ સંબંધી, ચાર બોલ, એમ રસેંદ્રિયના રસ સંબંધી ચાર બોલ, એમ સ્પર્શેંદ્રીયના સ્પર્શ સંબંધી ચાર બોલ, એમ મનોઇંદ્રિય તે મનના વ્યપાર સંબંધી ચાર બોલ, એ ૨૪ બોલ, અર્થાવગ્રહના, અને ચાર બોલ વ્યંજનાવગ્રહના, એવં ૨૮ બોલ કહ્યા. હવે વ્યંજનાવગ્રહના ઉપર બે દ્રષ્ટાંત કહેછે.

पडीबोगमदिठ्ठतेणं १ मल्लगदिठतेणं २ એ બે દ્રષ્ટાંતે કરી સહીત તેમાં પડીબોહગ દિઠ તેણું, એટલે કોઇ સુતા પુરૂષને દ્રષ્ટાંતે કે, જેમ કોઇક પુરૂષ સુતો છે, તેહને તેહવામાં કોઇક પુરૂષ બોલાવે, જે હે, દેવદત્ત! એમ બોલતા થકા, તે પુરૂષ જાગીને ઉત્તર માં હું, કહ્યું એમ કહે, તેવારે શિષ્ય ગુરૂને પુછે છે. હે, સ્વામી! તે પુરૂષે હુંકારો દીધો તે શું? તે, એક સમયમાં શબ્દના પુદગલને ગ્રહે, કે બે સમયમાં તે શબ્દના પુદગલને ગ્રહે, કે ત્રણ સમયમાં તે શબ્દના પુદગલને ગ્રહે, એમ જાવત અસંખ્યાતા સમયમાં તે શબ્દના પુદગલને ગ્રહે, એમ શિષ્યે પુછે થકે, તેવારે ગુરૂ ઉત્તર કહેછે. જે એક

સમયના નહિં, બે સમયના નહિં, જાતત્ સંખ્યાતા સમયના પણ નહીં, અસંખ્યાતા સમય પ્રતિષ્ટ પુદગલને ગ્રહે, એમ ગુરૂએ કહે થકે પણ, શીષ્યને સમજણ પડિ નહીં; તેવારે સરાવલા (કોડીયા) નું દ્રષ્ટાંત કહે છે, જેમ કુંભારના ઘરનું સરાવલું, નિભાડામાંથી તરતનું કાઢેલું, કોરૂં લેઇને તેહમાં એક જલબીંદુ મુકયો, તે સોસાઇ ગયો એમ બેજલબીંદુ, એમ ત્રણ જલ બીંદુ એમ સંખ્યાતા સહુસ્રગમે જલ બીંદુવા મુકયા; તે પણ સોસાઈ ગયા. એમ સરાવલું પુરૂ ભીંજે તેવાર પછી, એક જલબીંદુ માંહિ ઠરે, એમ પા સરાવલું, અર્ધ સરાવલું, પોણું સરાવલું, અને પુરેપુરૂ સરાવલું, ભરાય તે વાર પછી સરાવલું ઉભરાય; તેમ કાંનના એક સમયના પુદગલ ગ્રહિવાય નહીં, એમ જાવત્ સંખ્યાતા સમયના પુદગલ ગ્રહેવાય નહીં, અસંખ્યાતા સમયના પુદગલ કાનમાં ભરાઇને ઉભરાઈ જાય, તે વારે હુંકારો દે, પણ તે પુરૂષ જાણે નહીં; કે કોણ પુરૂષનો એ શબ્દ. એટલે શબ્દ ગ્રહ્યો પણ જાણે નહિ, તિવાર પછી વિચારણા કરે ને પછી જાણે જે, કોઈ અમુકનો શબ્દછે, તિવાર પછી નિશ્ચય કરે, ને તેવાર પછી ધારી રાખે, જે ધારણા સંખ્યાતા, અસંખ્યાતા કાલ આયુ સુદ્ધી, એ વ્યંજનાવગ્રહનું લક્ષણ કહ્યું. હવે અથ, વિગ્રહ ઉપરે અવગ્રહ ૧ ઈહા ૨ અવાય ૩ ધારણા ૪ એ ચાર લક્ષણ, પાંચ ઇદ્રી, છઠું મન, એ છને વિષે કેહેવું, એમ એ સરાવલાનો દ્રષ્ટાંત કહ્યો. હવે તે જ્ઞાનના સમુચય ચા પ્રકારે કહેછે. દ્રવ્યથી ૧ ક્ષેત્રથી ૨ કાલથી ૩ ભાવથી ૪ તે માંહિ દ્રવ્ય થકી, મતિજ્ઞાની ઉપદેસે કરીને સામાન્ય પ્રકારે સર્વ દ્રવ્ય ની વાત જાણે દેખે ૧ ક્ષેત્ર થકી મતિ જ્ઞાની ઉપદેસે કરી, સામાન્ય પ્રકારે સર્વ ક્ષેત્રથી વાત જાણે દેખે. ૨ કાળ થકી

મતિજ્ઞાની, ઉપદેશે કરીને સામાન્ય પ્રકારે, સર્વ કાળની વાત જાણે દેખે. ૩ ભાવ થકિ મતિ જ્ઞાની, ઉપદેસે કરીને સામાન્ય પ્રકારે, સર્વ ભાવની વાત જાણે દેખે. ૪ ઇતિમતિજ્ઞાન સંપૂર્ણ.

હવે શ્રુત જ્ઞાનના ૧૪ ભેદ કહે છે. અક્ષર શ્રુત ૧ અન અક્ષર શ્રુત ૨ સંજ્ઞીશ્રુત ૩ અસંજ્ઞીશ્રુત ૪ સમ્યકિત શ્રુત ૫ મિ-થ્યાશ્રુત ૬ સાદિશ્રુત ૭ અનાદિશ્રુત ૮ સપજ્જવસિય શ્રુત ૯ અપજ્જવસિય શ્રુત ૧૦ ગમિક ૧૧ અગમિક ૧૨ અંગ પ્રવિષ્ટ ૧૩ અંગ બાહિર ૧૪ એ ચોદ ભેદ કહ્યા. હવે અક્ષરશ્રુત તે કેહને કહીએ અક્ષરશ્રુતના ત્રણ ભેદ, સંજ્ઞા અક્ષર. ૧ વ્યંજના અક્ષર અને લબ્ધિ અક્ષર. ૩ સંજ્ઞા અક્ષરતે કાંકરાદીક અક્ષરનો આ-કાર તે, અકારાદીક ૨ અક્ષરનો ઘાટ આકારે દેખીને, કહે જે એ ખખો નહીં, એ ગગો નહીં, એ સર્વ અક્ષરની નાસ્તી કરતાં એ કકાનો ઘાટ છે, તે માટે એ કકોજ એમ સંસ્કૃત, પ્રાકૃત, ગોડી, દ્રાવીડી, ફારસી, હીંદી, એ આદિ અનેક પ્રકારની લીપી અને અનેક પ્રકારના ઘાટ અક્ષરના છે. એવું જે જાણે, તેને સંજ્ઞા અક્ષર કહીએ. હવે વ્યંજના અક્ષર કહે છે, તે, રહસ્વ અક્ષર, દીર્ઘ અક્ષર, તથા કાનો માત્ર મીંડી, પદ તે સુદ્ધ ઉચ્ચાર કરવો, અનેક પ્રકારે સંજોજનાએ બોલવું, તેને વ્યંજના અક્ષર કહીએ. હવે લબ્ધી અક્ષર તેહના ૭ ભેદ, તે કહે છે. શ્રોતેંદ્રીય લબ્ધી અક્ષર તે, કાને સાંભલીને કહે જે એ ભેરી પ્રમુખનો શબ્દ છે, તે વારે તેહને ભેરી પ્રમુખ એ અક્ષરના, જ્ઞાનની પ્રાપ્તિ થઈ. તે, શ્રોતેંદ્રીયથી એ જાણપણું ઉપન્યું, તે માટે શ્રોતેંદ્રીય લબધી અક્ષર કહીએ. એમ ચક્ષુ ઇંદ્રીય લબધીતે, આંખે આંબાનું રૂપ દેખીને કહે જે એ આંબો છે, તે વારે આંબો એ અક્ષરનું જ્ઞાન

થયું ૨ એમ ઘ્રાણેંદ્રીય લબધી અક્ષર તે, નાસિકાએ કેતકી પ્રમુખની ગંધને લેઇને કહે જે, એ કેતકી પ્રમુની ગંધ છે, તે વારે તેહને કેતકી પ્રમુખ એ અક્ષરનું જ્ઞાન થયું ૩ રસેંદ્રીય લબધી અક્ષર તે કોને કહીએ, જીભે સાકર પ્રમુખનો સ્વાદ જાણે, અને કહે જે એ સાકર પ્રમુખ છે, તે વારે તેહને સાકર પ્રમુખ એ અક્ષરનું જ્ઞાન થયું ૪ હવે સ્પર્શેંદ્રીય લબધી અક્ષર તે કેહને કહીએ, કોઇ માંખણનો ફરસ ફરસી ને કહે જે, એ માંખણનો ફરસ છે, તે વારે તેહને માંખણ પ્રમુખ એ, અક્ષરનું જ્ઞાન થયું. ૫ નોઇંદ્રીય લબધી અક્ષર તે, મને વિચારતાં સંભારતાં સાંભર્યું, જે ફલાણું છે, તે વારે તેહને ફલાણું, એ અક્ષરનું જ્ઞાન થયું. ૬ હવે અન અક્ષર શ્રુતના અનેક ભેદ છે, તે અક્ષરના ઉચ્ચાર કર્યા વિના શબ્દ તે, છીંક ઉધરસખાવી થુંકવું ખુંખારો, નાકનું નસિકવું તથા નગારાં પ્રમુખનો શબ્દ છે, તે અન અક્ષરી વાણી તે. અન અક્ષર શ્રુત ૨ સંજ્ઞીશ્રુતના ત્રણ ભેદ અસંજ્ઞીશ્રુતના પણ ત્રણ ભેદ, કાલિક ઉપદેશ ૧ હેતુ ઉપદેશ ૨ દ્રષ્ટીવાદ ઉપદેશ ૩ હવે કાલિક ઉપદેશ તે કેહેને કહીએ, કે જેહને દીર્ઘકાલીકનું ઉપદેશ તે વેદવું હોય, તેને કાલીક ઉપદેશ કહીએ. જે જીવને છે વિચારણા ૧ નિશ્ચય કરવું ૨ સમુચય અર્થનું ગવેશવું ૩ વિશેષ અર્થનું ગવેશવું ૪ ચિંતવવું ૫ નિશ્ચય કરીને વલી વિચારવું ૬ એ છ બોલ સંજ્ઞી પાસે લાભે, એ સંજ્ઞી કાલિક ઉપદેશ ૧ એ છ બોલ અસંજ્ઞી પાસે નથી, એ અસંજ્ઞી કાલિક ઉપદેશ ૧ હેતુ ઉપદેશ તે સંજ્ઞી ધારી રાખે. ૨ અને અસંજ્ઞી હેતુ ઉપદેશ, તે ધારી ન રાખે ૨ સંજ્ઞી દ્રષ્ટી વાદ ઉપદેશ. તે ક્ષયોપસમભાવે સાંભલે ૩ એ સંજ્ઞી

હોય, અને અસંજ્ઞી દ્રષ્ટીવાદ ઉપદેશ તે ક્ષયોપસમ ભાવે ન સાંભલે એ અસંજ્ઞી હોય. ૩ તથા સંજ્ઞી શ્રુત તે દીર્ઘ કાલનો ઉપદેશ તે, હેતુ સહિત દ્રવ્યા અર્થ સહિત, કારણ યુક્તિ સહિત, ઉપયોગ સહિત, વિચાર સહિત, પુર્વાપર આલોચ સહિત, ભણે ભણાવે. તથા સાંભલે તે, ઈત્યાદીક સંજ્ઞીશ્રુત ૩ અસંજ્ઞીશ્રુત તે ભાવાર્થ રહિત વિચાર સુન્ય, ઉપયોગ શુન્ય, પુર્વાપર આલોચ રહિત નિર્ણય રહિત, ઉંઘે, ભણે, ભણાવે તે અસંજ્ઞીશ્રુત ૪ સમશ્રુત તે અરિહંત દેવ, કેવલજ્ઞાની, કેવલ દર્શની, દેવાધિ દેવ દ્વાદસ ગુણે કરી યુક્ત, અઢાર દોષ રહિત અનંત ગુણે કરી સહિત, અતિષય પુજનીક જગત શિરોમણી, પર્મ કૃપાનીધી તેહના પરૂપ્યા, અર્થ, તથા ગણધરે અર્થ, પાઠ ગુંથ્યા ભાખ્યા પરૂપ્યા ચઉદ પુરવ ધારિ, તથા તેર પુરવ બાર પુરવ, અગ્યાર પુરવ, દસ પુરવ ધારીનું ભણ્યું રચ્યું તેને સમશ્રુત કહીએ દસમાં પુરવમાં ઉણા સુધીનું ભણ્યું રચ્યું તે સમ શ્રુત હોય, અને મિથ્યા શ્રુત પણ હોય ૫ મીથ્યા દ્રષ્ટીના શાસ્ત્રને વલી સમદ્રષ્ટીએ વાંચતાં સમકીતીને સમશ્રુત થઇ પરિણમે ૫ મિથ્યા શ્રુત તે સ્વછંદે કરી, સ્વવિકલ્પે કરી, સ્વબુદ્ધિએ કરી, રચ્યાં છે તે ભારત, રામાયણ પુરાણ વૈદક શાસ્ત્ર, જોતિષ શાસ્ત્ર, ઈત્યાદિક ગ્રંથ એકાંત દ્રષ્ટીએ ભણે ભણાવે. રચે રચાવે, તે મિથ્યા શ્રુત. તથા એકાંત દ્રષ્ટીએ આચારંગાદિક સુત્ર મિથ્યા દ્રષ્ટી વક્રબુદ્ધિએ ભણે, તો મિથ્યાશ્રુત થઇને પરિણમે તે મિથ્યાશ્રુત ૭ સાદિ શ્રુત તે આદિ સહિત ૮ અનાદિ શ્રુત તે આદિ રહિત ૯ સપજ્ઝવસિય શ્રુત તે અંત સહિત, અપજ્ઝવસિય શ્રુતતે અંતરહિત ૧૦ એ બાર અંગ વિછેદ ગયાં આશ્રી આદિ સહિત અને અંતસ-

હિત એ બાર અંગવિચ્છેદ ગયા આશ્રીઆદી રહીત, ને અંતર હિત, તે સુત્ર સમુચય ચાર પ્રકારે દ્રવ્યથી ૧ ક્ષેત્રથી ૨ કાલથી ૩ ભાવથી ૪ તે માંહિ દ્રવ્યથી એક પુરૂષે ભણવા માંડયું, તે આશ્રી આદિ સહિત, અને અંત સહિત ઘણા પુરૂષ ભણે છે, તે આશ્રી આદિ નહિ, અંત પણ નહિ ૧ ક્ષેત્રથી ભરત ઇરવત આશ્રી, આદિ અંત સહિત, માહા વિદેહ ક્ષેત્ર આશ્રી અંત રહિત ૨ કાલથી ઉત્સર્પિણી, અવસર્પિણી આશ્રી આદિ અંત સહિત, નો ઉત્સર્પિણી આશ્રી આદિ અંત રહિત ૩ ભાવથી તીર્થંકરે ભાવ પ્રકાસ્યા તે આશ્રી આદિ અંત સહિત, ક્ષયોપ સમ ભાવ આશ્રી આદિ અંત રહિત ૪ અથવા ભવનું શ્રુત તે આદિ અંત સહિત, અને અભધનું શ્રુત તે આશ્રી આદિઅંત રહિત ૪ તે જ્ઞાન ઉપર દ્રષ્ટાંત કહે છે. સર્વ આકાશના અનંતા પ્રદેશ છે, તે એકેક આકાશ પ્રદેશમાં અનંત પર્યાય છે, સર્વ પર્યાયથી અનંત ગુણે અધિક એક અગુરૂ લઘુ પર્યાય અક્ષર થાય, અક્ષર તે ક્ષરે નહિ; અપ્રતિહત પ્રધાન જ્ઞાન દર્શન જાણવું, તે અક્ષર કેવલ સંપૂર્ણ તે માંહિથી સર્વ જીવને સકલ પ્રદેસે અક્ષરના અનંતમાં ભાગનું જાણપણું સદાકાલ ઉઘાડું છે, તે વારે શિષ્ય પુછે છે જે હે સ્વામી! એટલું જાણ પણું ઉઘાડું રહ્યુ છે, તે જો ઢંકાય તો શું થાય? અને ન ઢંકાય તો શું થાય? તે વારે ગુરૂ કહે છે જે હે શિષ્ય! એટલું જાણ પણું જો ઢંકાય તો જીવ પણું મટીને અજીવ પણું થાય, અને ચેતન લક્ષણ પલટીને, જડપણું થાય, તે માટે હે શીષ્ય! સર્વ જીવના સકલ પ્રદેશે અક્ષરના અનંતમા ભાગનું જાણપણું સદાકાલ ઉઘાડું છે. અને જીવનો સ્વભાવ એ-હવો અનાદિ કાલનો છે; જે ઉપયોગ ચેતન લક્ષણ છે, જે સુ-

ક્ષ્મ નિગોદીયા જીવને પણ એ રીતનું જાણ પણું અંસે, અંસે, સદાય ઉઘાડું છે, જે એ પુર્વે પણ જીવ હતો, હમણાં પણ જીવ છે, આગમી કાળે પણ જીવ હશે, તેમ સર્વ જીવને સકલ પ્રદેશે તાર તામ્યતાયે સદાય ઉઘાડું છે. એટલે અવરાય નહીં (ઢંકાય નહીં) દ્રષ્ટાંત સુંજલ ઘણ (મેઘને દ્રષ્ટાંતે) જેમ ચંદ્રમા અને સુર્ય તે, ઘનઘોર વાદલે કરીને ઢંકાઈ રહ્યા હોય, પણ ચંદ્રમાની કાંન્તી, સુર્યની કાંન્તી, સર્વ પ્રકારે અવરાય નહીં (ઢંકાયુ નહીં.) અંસે, અંસે, ઉઘાડે, આગલાને માલુમ થાય તે ખરૂ તેણે કરી રાત્રિ દિવસનો પટાંતરો જણાય, જે દીવસ છે કે રાત પડી, તેમ જીવ રૂપી સુર્ય, જ્ઞાન રૂપી કીર્ણ, કર્મ રૂપી વાદલે કરી, અનંત કાર્મણ વર્ગણાએ કરી આત્માના પ્રદેશ આવેષ્ટિત, પરવેષ્ટિત, વિંટાઇ રહ્યાંછે તેણે કરીને જીવનું જ્ઞાન, જ્યોતિ ને આવરી છે; (ઢાંકી છે). તે જેમ વાદલનાં દલખસેં ચંદ્રમાને સુર્ય નિર્મલો દેખાય, તેમ જીવના કર્મ વિટેલાં ખસે, તેમ તેમ જ્ઞાન રૂપી કિર્ણ પ્રગટે, એમ સંપૂર્ણ જ્ઞાન આછાંદક જ્ઞાનાવર્ણિય કર્મ રૂપી વાદલ સર્વે ખસે, તેવારે સંપુર્ણ અનંત જ્યોતિ પ્રગટે તેહને કેવલ જ્યોતિ કહીએ ૧૦ ગમિક શ્રુતતે, દ્રષ્ટીવાદ બારમું અંગ ૧૧ અગમિક શ્રુતતે, આચારંગાદિક કાલિક સુત્ર ૧૨ અંગપવિઠ શ્રુત તે, બાર અંગ ૩ અંગ પવિષ્ટ શ્રુત તે, અંગ બાહિરના બે ભેદ આવસ્યક ૧ આવસ્યક વ્યતિરિક્ત ૨ આવસ્યક તે સામાયકાદિક છ અધ્યયનનો સમુદાય ૧ આવસ્યક વ્યતિરિક્તના બે ભેદ, કાલિક સુત્ર ૧ ઉતકાલિક સુત્ર ૨ કાલિક તે અગ્યાર અંગ ૧૧ ઉત્તરાધ્યયન ૧૨ જંબુદ્વિપપંન્નતિ ૧૩ ચંદ્રપન્નંતી ૧૪ વ્યવહાર વૃહતકલ્પ ૧૬ નિસિથ ૧૭ દસાશ્રુતખંધ ૧૮ પાંચ નિરયા

વલિકા ૨૩ ઇત્યાદિક સુત્રને કાલીક કહીએ, ઉતકાલિક તે દશવિ કાલિક ૧ ઉવવાઇ ૨ રાયપસેંણી ૩ જીવાભિગમ ૪ પન્નવણા ૫ સુર્યપન્નંતી ૬ નંદી, ૭ અનુયોગદ્વાર ૮ ઇત્યાદિક ૨૯ સુત્ર તે ઉતકાલિક એ બીજા સૂત્ર જ્ઞાનના ચૌદ ભેદ કહ્યા. દ્રવ્યથી શ્રુત જ્ઞાની ઉપયોગ સહિત જે કોઈ હોય પુરવદ્ધારી પ્રમુખ તે, સામાન્ય પ્રકારે સર્વ દ્રવ્ય જાણે દેખે ૧ ક્ષેત્રથી ઉપયોગ સહિત જે કોઇ શ્રુત જ્ઞાની હોય તે, સામાન્ય પ્રકારે સર્વ ક્ષેત્ર. જાણે દેખે ૨ કાલથી ઉપયોગ સહિત જે કોઈ શ્રુત જ્ઞાની હોય તે, સામાન્ય પ્રકારે સર્વ કાલને જાણે દેખે ૩ ભાવથી ઉપયોગ સહિત જે કોઇ શ્રુત જ્ઞાની હોય, તે સામાન્ય પ્રકારે સર્વ ભાવને જાણે દેખે. ૪ એ શ્રુત જ્ઞાન સંપુર્ણ. હવે અવધ જ્ઞાનના ભેદ કહે છે, ભેદ ૧ વિસમ ૨ સંઠાણ ૩ અભિંતર બાહિર ૪ દેસોહિ ૫ ઉહિસવુટિહાણી, પાડવાઇ ચેવ, અપડિવાઈ ચેવ ૬ અવધિ જ્ઞાનના બે ભેદ, ભવ પ્રતીઉ ૧ ક્ષયોપસમિક ૨ ભવ પ્રતિઉ અવધિ જ્ઞાન તે, દેવતાં નારકી તિર્થંકરને હોય, અને ક્ષયોપસમીક અવધિ જ્ઞાન, સંજ્ઞી મનુષ્યને ઉપજે; ૨ હવે ક્ષયોપસમિક અવધિજ્ઞાન તે કોણ હેતુએ? ઉત્તર ઉદય આવ્યા, અવધિ જ્ઞાના વરણી કર્મને ક્ષય કરે ઉદય આવ્યા નથી, તેહને ઉપસમાવે, એહવો જે જીવ હોય, તેહને ક્ષયોપ સમીક અવધિ જ્ઞાન કહીએ. અવધિ જ્ઞાનનો બીજો ભેદ કહે છે, જે ક્ષમાદિક ગુણે કરી સહિત એહવા જે સાધુ હોય, તેહને અવધિ જ્ઞાન ઉપજે. તે અવધિ જ્ઞાનના છ ભેદ. અનુગામીયં ૧ અણાણું ગામીયં ૨ વઢમાણયં ૩ હાય માણયં ૪ પડિવાયં ૫ અપડિવાયં ૬ એ છ ભેદ. હવે અનુગામિયં તે, અવધિ જ્ઞાન જિહાં જાય તિહાં સાથે આવે ૧

અણાણુ ગામિયંતે, અવધિ જ્ઞાન સાથે ના આવે, જિહાં ઉપન્યું હોય તિહાં બેઠા જ દેખે ૨ વઢમાણયંતે, અવધિજ્ઞાનીના પરિણામ વધે, તે અવધિ જ્ઞાન વધતું જાય ૩ હાય માણયંતે, અવધી જ્ઞાનીના અસુદ્ધ પરિણામે ઘટતું જાય ૪ પડિવાયં તે, અવધિ જ્ઞાન આવ્યું જાય ૫ અપડિવાયં તે અવધિ જ્ઞાન આવ્યું જાય નહિં. ૬ હવે અનું ગામીક અવધિ જ્ઞાનના બે ભેદ. અંતગત ૧ મધ્યગત ૨. અંતગતના, ત્રણ ભેદ. પુરઉઅંતગયં ૧. મગ્ગઉ અંગતયં ૨ પાંસઉ અંતગયં ૩ એ ત્રણ પ્રકારે અંતગત અવધિજ્ઞાન કહ્યાં; તે ઉપર દૃષ્ટાંત કહે છે. જેમ કોઈક પુરૂષે બળતો પુળો ૧ બળતી દીવી ૨ બળતુ ઉંબાડીઉં ૩ બલતુ જોતિનું ભાજન ૪ મણિરત્ન ૫ દીવી પ્રમુખ ૬ એટલાં વાનાં લઇને, આગળ કરીને ચાલે, તેહને આગળ પ્રકાશ થાય. અને પાછળ બેહુ પાસે અંધારૂં, તેમ પુરઉ અંતગયં, અવધિજ્ઞાનનું એહવું આવરણ, ક્ષયોપસમ થયો, જેહને તેણે કરી આગલ્યું ક્ષેત્ર દેખે, પણ પુઠે બેહુ પાસે ન દેખે; એ પુરઉ અંતગયં, અવધિજ્ઞાન. ૧ મગ્ગઉ અંતગયં, તે એ છ બોલને લેઈ પાછલે કરી ચાલે, તેહને આગળે બેહુ પાસે અંધારૂં, અને પાછળે અજવાળુ થાય. તેમ મગ્ગઉ અંતગયં, અવધિજ્ઞાનનું એહવું આવરણ, ક્ષયોપશમ થયો જેહને તેણે કરી પાછલું ખેત્ર દેખે, અને આગળને બેહુ પાસે ન દેખે; એ, મગ્ગઉ અંતગયં અવધીજ્ઞાન. ૨ પાસઉ અંતગયં, તે, એ છ બોલ લઇને ડાબે, જમણે, પાસે લઇને ચાલે. તેહને ડાબે જમણે પાસેજ પ્રકાસ કરે, અને જમણેજ પાસે એ છ વાનાં હોય તો, જમણે પાસે પ્રકાસ કરે, અને ડાબે પાસે પ્રકાશ ન કરે, તેમ પાસઉ અંતગયં અવધિજ્ઞાનનું,

એવું આવણુ ક્ષયોપશમ થયો, જેને તેણે કરીને બેહુ પાસે ક્ષેત્ર દેખે, આગળ પાછળ ક્ષેત્ર ન દેખે. તેહને પાસઉ અંતગયં કહીએ. ૧ હવે મધ્યગતઅવધિજ્ઞાન, તે ઉપર દૃષ્ટાંત કહેછે. એ છ વાનાં લેઇને માથે મુકીને ચાલે, તેહને છ દિસાએ અજવાળું કરે, તેમ મધ્યગત અવધિજ્ઞાનનું, એહવું. આવરણ, ક્ષયોપસમ થયો જેને, તેણે કરીને છદિસેજ ક્ષેત્ર દેખે; તેહને મધ્યગત અવધિજ્ઞાન કહીએ ૨ એમ ગુરૂએ કહે થકે .તેવારે શિષ્યે પુછ્યું, જે હે, સ્વામી! અંતગત ૧ મધ્યગત ૨ એ બેમાં શો ફેર? તેવારે ગુરૂ કહે છે. જે અંતગત અવધિજ્ઞાન, તે આગળ, તથા પાછળ, તથા પાસેજ, એક કોરેજ, સંખ્યાતા અસંખ્યાતા, જોજન સુધી ક્ષેત્ર દેખે, અને મધ્યગત અવધિજ્ઞાન તે, છ દિસે ક્ષેત્ર દેખે, સંખ્યાતા, અસંખ્યાતા, જોજન પ્રમાણે તે એ, અણુગામિયં, અવધિજ્ઞાન કહ્યો. ૧ હવે અણાણુ ગામીયં અવધિજ્ઞાન, તે જેમ કોઈક પુરૂષે, તાપણી કરી હોય, દીવો કરી મુકયો હોય, તેહને સમીપે આસપાસ ક્ષેત્ર દેખે, પણ આઘા જાય તેવારે દેખે નહિ; તેમ જીહાં ઉપજે તેહજ ક્ષેત્રે રહ્યો થકો, જાણે દેખે પણ ક્ષેત્ર મુક્યું તે વારે જાણે દેખે નહિં; તે, એ, અણાણુ ગમિયં, અવધિજ્ઞાન કહ્યું. હવે વડમાણયં અવધિજ્ઞાન તે કહે છે. પ્રસસ્ત ભલે અધ્યવસાયે કરી, શુભધ્યાને કરી, શુભ જોગે કરી, શુભલેસ્યાએ કરી, અવધિજ્ઞાનની વૃદ્ધિ થાય, તે, જઘન્ય દેખે તો, સુક્ષ્મ નિગોદીયા જીવના, ત્રણ સમયના, આહાર કર્યાની, જેટલી અવગહના હોય, તેટલું ક્ષેત્ર દેખે, ઉત્કૃષ્ટ તો સર્વ અગ્નીકાયના જીવ અજીતનાથને વારે હોયણા, તે, અગ્નીના જીવ એકેક આકાસ પ્રદેસે પ્રદેસે, એક એ

મુકીએ, એમ આંતરા રહિત મુકતા જાય, એમ મુકતાં અસં ખ્યાતા લોક ભરાય, અલોકમાં લોક જેવડાં, અસંખ્યાતા ખાંડુયા પ્રમાણે ક્ષેત્ર દેખ્યાની શક્તિ પ્રગટી, એટલી સમર્થાઈ અવધીજ્ઞાનની હોય, તેહને અવધિજ્ઞાન કહીએ. તે, એટલું ખેત્ર દેખે, વઢમાણયં અવધિજ્ઞાન ચાર પ્રકારે. દ્રવ્ય ૧ ક્ષેત્ર ૨ કાળ ૩ ભાવ ૪ની વૃદ્ધિની રીત કહેછે. હવે કાળનું જાણપણું વૃદ્ધિ, તેવારે તે, શેષ ત્રણ બોલનું જાણપણુ પણ વૃદ્ધિ ૧ ક્ષેત્રનું જાણ પણું વધે, તેવારે તેહના કાલની ભજના, અને દ્રવ્ય ભાવની વૃધિ. ૨ દ્રવ્યનુ જાણપણું વધે તે વારે તેહને કાળની ભજના, અને ભાવની વૃધિ ૩ ભાવનું જાણપણું વધે, તેવારે તેહ ને શેષ ત્રણ બોલની ભજના, સર્વે વસ્તુને કાળ સુક્ષ્મ છે, તે કાળ સુક્ષ્મ કેહવો છે, જેમ કોઈક પુરૂષ ચોથા આરાનો જન મ્યો, નીરોગી કાયાનો ધણી, લષ્ટ પુષ્ટ હોય, વર્જ રૂષભ નારા ચ સંઘેણનો ધણી હોય, તે ઓગુણ પચાસ પાનની બાડી લ ઇને, તે ઉપરે સારી લોહની સુઈ હોય, તેણે કરી વિંધે, એહ વામાં એક પાનને વિંધિને બીજે પાને પહોચતાં અસંખ્યાતા સમય થઈ ગયં, એહવો કાલ સુક્ષ્મ છે, તેહથી ખેત્ર અસં ખ્યાત ગુણો સુક્ષમ છે, એક આંગુલ પ્રમાણે ક્ષેત્ર લઇએ, તેહ માં અસંખ્યાતી શ્રેણી છે; તેહ માંહિથી, એક શ્રેણી લહીએ, તે શ્રેણી એક આંગુલ પ્રમાણે લાંબી, એક આકાસ પ્રદેશ પ્ર માણે પોહળી, તે, માંહીથી સમય સમય એકેકો આકાશ પ્રદે શ કાઢતાં, અસંખ્યાતા કાળચક્રના સમય વહિ જાય, તો પણ તે ખુટે નહીં, એહવો કાળથી ક્ષેત્ર સુક્ષ્મ છે. તેહથી દ્રવ્ય અ અનંતગુણો સુક્ષ્મ છે, એક આંગુલ પ્રમાણે ક્ષેત્ર લઇએ, તેહ

માંહિ અસંખ્યાતી શ્રેણી છે, તે માંહેલી એક શ્રેણી એક આં ગુલ પ્રમાણે લાંબી, એક આકાસ પ્રદેશ પ્રમાણે પોહળી, તે માંહિ અસંખ્યાતા આકાસ પ્રદેશ છે, એક એક પ્રદેશમાં અનંતા પરમાણુયા દ્રવ્ય છે, અનંતાદ્ધિ પ્રદેશીયા ખંધ છે, એહવા દ્રવ્ય અનંતા છે, તે સમયે સમયે એકેકો દ્રવ્ય॰અપહરતા (કાઢતા.) અનંતા કાલ ચક્રના સૂમય વહી જાય, તોપણ ખુટે નહીં, એટલા એક પ્રદેશ ઉપર દ્રવ્ય છે; એમ સર્વ પ્રદેશ ઉપરછે. એહવો ક્ષેત્રથી અનંત ગુણોદ્રવ્ય સુક્ષ્મ છે, તેહથી ભાવ ॰સુક્ષ્મ અનંત ગુણા છે, એક આંગુળ પ્રમાણે ક્ષેત્ર લઇએ, તેહમાં અસંખ્યાતી શ્રેણી છે, તેહમાંથી એક શ્રેણી લઇએ, તે શ્રેણી એક આંગુલ પ્રમાણે લાંબી, એક પ્રદેશ પ્રમાણે પોહોળી, તેહમાંહિ અસંખ્યાતા પ્રદેશ છે, તે એકેક પ્રદેશમાં અનંતા પ્રમાણુ પ્રમુખ, અનંતા દ્રવ્ય છે. તે એકેક દ્રવ્યમાં, અનંતા પર્યવ છે, જેમ એક પ્રમાણુમાં, એક વર્ણ, એક ગંધ, એક રસ, બે ફરસ છે, તે માંહિ એક વર્ણમાં, અનંતા ભેદ છે, એક ગુણ કાળો; દ્વિગુણ કાળો, ત્રિ ગુણ કાળો, જાવત્ અનંતગુણ કાળો, એમ પાંચે બોલના અનંતા ભેદ કહેવા. એમદ્વિ પ્રદેસીયા ખંધમાં, બે વર્ણ, બે ગંધ, બે રસ, ચાર ફરસ, એ દશ જાતિના અનંતા ભેદ છે. એક ત્રિ પ્રદેસીયા ખંધમાં, ત્રણ વર્ણ બે ગંધ, ત્રણ રસ, ચાર ફરસ, એ બાર જાતિના અનંતા ભેદ છે; એમ સર્વ દ્રવ્યના પર્યાય કહેવા. તે પર્યાય સમય, સમય એકેક પર્યાય અપહરતા, અનંતા કાળચક્રના સમય વહિ જાય, તે વારે એક પ્રમાણુયાના પર્યવ થાય. એમ દ્વી પ્રદેસી ખંધના અનંતા પર્યવ છે એમ ત્રિ પ્રદેસી ખંધના અનંતા પર્યવ છે. એમ જા

વત્ અનંતા અનંત પ્રદેસી ખંધનાં, અનંતા પર્યવ છે. એમ એ ક પ્રદેશ સંબંધો, અનંતા દ્રવ્યના અનંત, અનંત, ભેદ પર્યવ છે. એમ સંપુર્ણ લોકના માટે, દ્રવ્યથી ભાવ અનંત ગુણો સુક્ષ્મ છે, એટલે કાળને ચણાની ઉપમા. ૧ અને ક્ષેત્રને, જારની ઉપમા ૨ અને દ્રવ્યને તલની ઉપમા. ૩ અને ભાવ, તે, પર્યવ. તે પર્યવને ખસંખસની ઉપમા. ૪ એ ચાર ઉપમાએ કરી સમજવું. હવે. અવધિ જ્ઞાનની વૃદ્ધિ કહે છે. જે અવધિજ્ઞાની ખેત્રથી, આંગુલનો અસંખ્યાતમા ભાગની વાત જાણે, દેખે, તે અવધિ જ્ઞાની, કાળથી આવલીકાનો અસંખ્યાતમા ભાગની, વાત જાણે દેખે. ૧ જે અવધિજ્ઞાની ક્ષેત્રથી આંગુલના સંખ્યાતમા ભાગની વાત, જાણે, દેખે, તે અવધિજ્ઞાની કાલથી આવલિકાનો, સંખ્યાતમા ભાગની વાત જાણે દેખે. ૨ જે અવધિજ્ઞાની, ક્ષેત્રથી આંગુલ પ્રમાણે ક્ષેત્રની વાત જાણે દેખે, તે, અવધિજ્ઞાની, કાલથી આવલિકા માઠેરીની વાત, જાણે દેખે,૩ જે અવધિજ્ઞાની ખેત્રથી, પ્રત્યેક આંગુલની વાત જાણે દેખે, તે અવધિજ્ઞાની, કાલથી આવલિકાપુરીની વાત જાણે દેખે. ૪ જે અવધીજ્ઞાની ખેત્રથી હાથ પ્રમાણે, ક્ષેત્રની વાત જાણે દેખે, તે અવધિ જ્ઞાની, કાલથી અંતર મુહુર્ત્ત પ્રમાણે, કાલની વાત જાણે દેખે. ૫ જે અવધિજ્ઞાની ખેત્રથી, ધનુષ પ્રમાણે ક્ષેત્રની વાત જાણે દેખે, તે અવધીજ્ઞાની કાલથી પ્રત્યેક, મુહુર્ત્તની વાત જાણે દેખે ૬ જે અવધિજ્ઞાની ક્ષેત્રથી ગઉની વાત જાણે દેખે, તે અવધીજ્ઞાની, કાળથી એક દિવસ માઠેરાની વાત જાણે દેખે. ૭ જે અવધીજ્ઞાની ખેત્રથી એક જોજન પ્રમાણે ક્ષેત્રની વાત જાણે દેખે, તે અવધીજ્ઞાની કાળથિ પ્રત્યેક દિવસની, વાત જાણે

દેખે, જે અવધીજ્ઞાની ક્ષેત્રથી પચવીસ જોજનની વાત જાણે દેખે તે અવધિ જ્ઞાની કાળથી પક્ષ માઠેરાની વાત જાણે દેખે. ૯ જે અવધીજ્ઞાની ક્ષેત્રથી, ભરત ક્ષેત્રની વાત જાણે દેખે, તે અવધીજ્ઞાની કાળથી પક્ષ પુરાની, વાત જાણે દેખે. ૧૦ જે અવધીજ્ઞાની ક્ષેત્રથી જંબુદ્વીપની વાત જાણે દેખે, તે અવધીજ્ઞાની કાળથી એક માસ ઝાઝેરાની વાત જાણે દેખે. ૧૧ જે અવધીજ્ઞાની ક્ષેત્રથી, અઢી દ્વીપની વાત જાણે દેખે, તે અવધીજ્ઞાની કાળથી એક વરસની, વાત જાણે દેખે. ૧૨ જે અવધીજ્ઞાની ક્ષેત્રથી, પન્નરમા દ્વીપ રૂચકની વાત જાણે દેખે, તે અવધીજ્ઞાની કાળથી પ્રત્યેક વર્ષની વાત જાણે દેખે. ૧૩ જે અવધીજ્ઞાની ક્ષેત્રથી જે નાહાના, સંખ્યાતા જોજનના, સંખ્યાતા દ્વીપની વાત જાણે દેખે, તે અવધિજ્ઞાની કાળથી સંખ્યાતા કાલની વાત જાણે દેખે. ૧૪ જે અવધીજ્ઞાની ક્ષેત્રથી સંખ્યાતા દ્વીપ, અસંખ્યાતા જોજનની વાત જાણે દેખે, તે અવધીજ્ઞાની કાળથી અસંખ્યાતા કાળની વાત જાણે દેખે. ૧૫ જે અવધિજ્ઞાની ક્ષેત્રથી, અસંખ્યાતા દ્વિપ સમુદ્રની વાત જાણે દેખે, તે અવધિજ્ઞાની કાલથી અસંખ્યાતા કાલની વાત જાણે દેખે. ૧૬ એમ ઉર્દ્ધ લોક ૧ અધો લોક ૨ ત્રિછોલોક ૩ એ ત્રણ લોકે વર્ત્તતા, અસંખ્યાતા, લોક પ્રમાણે, જાણે દેખે, એટલી સામર્થાઈ પ્રગટે, તેહને વઢમાણયંઅવધીજ્ઞાન કહીએ. ૩ હવે હાયમાણ અવધીજ્ઞાન તે, અપ્રશસ્ત, માઠે અધ્યવસાયે કરી, અશુભ જોગે કરી, અશુભ લેસ્યાએ કરી, અશુભ ધ્યાને કરી, અવધિજ્ઞાનનાં પર્યવ હીન પડે, તેહનો આવરણ થાય, જેમ વધતુતું તેમ તેમ ઘટતું જાય, તેહને હાયમાણ અવધિજ્ઞાન કહીએ.૪

હવે પડીવાઈ અવધિ જ્ઞાન તે, જઘન્યનો આંગુલનો અસંખ્યાત મા ભાગનું ક્ષેત્ર દેખીને, પડી જાય. એમ સંખ્યાતમો ભાગ દેખીને, વાલાગ્ર પ્રત્યેક વાલાગ્ર દેખીને, લીંખ, પ્રત્યેક લીંખ, જું, પ્રત્યેકજું, જવમધ્ય, પ્રત્યેક જવ મધ્ય, આંગુલ પ્રત્યેક આંગુલ પ્રમાણે, ખેત્ર દેખીને પડી જાય. પગ, પ્રત્યેક પગ, વેહેત, પ્રત્યેક વેંહેત. હાથ, પ્રતક હાથ, કુક્ષિ, પ્રતક કુક્ષિ, ધનુષ્ય, પ્રતક ધનુષ્ય, ગાઉ, પ્રતક ગાઉ. જોજન, પ્રતક જોજન. એમ લાખ, પ્રતક લાખ, ક્રોડ, પ્રતક ક્રોડ, સો ક્રોડ, પ્રતક સોક્રોડ, હજાર ક્રોડ, પ્રતક હજારક્રોડ, લાખ ક્રોડ પ્રતક લાખ ક્રોડ, ક્રોડા ક્રોડ, પ્રતક ક્રોડા ક્રોડ. એમ જાવંત્ સંખ્યાત ક્રોડા ક્રોડ, અસંખ્યાતા ક્રોડા ક્રોડ, જોજન પ્રમાણે ક્ષેત્ર દેખીને પડિ જાય, અને સંપુર્ણ લોકમાં, કાંઈક ઉણા સુધી દેખીને પણ, અશુભ અધ્યવસાએ કરી પડિ જાય, આવરણ થાય, જેમ દીવો કરી મુકે, તે દીવો પવનને જોગે ઉહુલાઈ જાય, તેમ પડિવાઇ અવદ્ધિ જ્ઞાન, આવ્યુ જાય. ૫ અપડિવાઈ અવધિજ્ઞાન, તે ચઉદ રાજ લોક સંપૂર્ણ દેખીને તે ઉપરાંત અ લોકમાં, એક પ્રદેશ દેખે, બે પ્રદેશ દેખે એમ જાવત્ લોક જેવડા, અસંખ્યાતા ખાંડુઆ અલોક મધ્યે દેખવાની સામર્થાઈ પ્રગટે, તેહને અપડીવાઈ અવધિજ્ઞાન, કહીયે. એ જ્ઞાન તીર્થંકર પ્રમુખને બાળપણાથી જ હોય. ૬ હવે અવાધજ્ઞાનનો વિશેષ કહે છે. પેહેલી નરકના નારકી જઘન્ય દેખે તો, સાઢા ત્રણ ગાઉ ઉતકૃષ્ટો દેખે તો, ચાર ગાઉ ૧ બીજી નરકના નારકી જઘન્ય દેખે તો ત્રણ ગાઉ, ઉત૦ સાડા ત્રણ ગાઉ. ૨ ત્રીજી નરકે૦ જ૦ અઢી ગાઉ, ઉત૦ ૩ ગાઉ. ચોથી નરકે જ૦ ૨ ગાઉ ઉત૦ અઢી ગાઉ. ૪ પાંચમી નરકે૦ જ૦ દોઢ ગાઉ, ઉત૦

૨ ગાઉ. ૫ છઠ્ઠી નર૦ જ૦ ૧ ગાઉ, ઉત્૦ દોઢ ગાઉ. ૬ સાતમી નરકે૦ જઘ૦ અર્ધ ગાઉ, ઉત્૦ ૧ ગાઉ. ૭ અસુર કુમાર જઘ૦ ૨૫ જોજન, ઉત્૦ અસંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે, નવની કાયના દેવતાને વ્યંતર એવં એ, જઘન્ય૦ ૨૫ જોજન ઉત્૦ સંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે. જોતષી જ૦ સંખ્યાતા દ્વીપ સમુદ્ર, ઉત્૦ સંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે. પહેલા, બીજા દેવ લોકના દેવતા, ઉંચુ પોતાના વિમાનની ધ્વજાને દેખે, નીચું પહેલી રત્નપ્રભાનો હેઠલો ચર્માંત દેખે, ત્રીછું જઘન્ય આંગુલનો અસંખ્યાતમો ભાગ, ઉત્૦ અસંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે. ત્રીજાથી માંડી પાંચ અનુત્તર વિમાન સુધી ઉંચું તો પોત પોતાના વિમાનની ધ્વજા પતાકા સુધી દેખે, ત્રીછું જઘ૦ આંગુલનો અસંખ્યાતમો ભાગ દેખે, ઉત્૦ અસંખ્યાતા દ્વીપ સમુદ્ર સુધી દેખે. નીચું દેખે તો, ત્રીજા ચોથા દેવલોકના બીજી નરકનો હેઠલો ચરિમાંત સુધી દેખે પાંચમા છઠ્ઠા દેવલોકના, ત્રીજી નરકનો હેઠલો ચરિમાંત સુધી દેખે. સાતમા આઠમા દેવલોક ચોથી નરકનો હેઠલો ચરિમાંત સુધી દેખે. ૯, ૧૦, ૧૧, ૧૨, ના પાંચમી નરકનો હેઠલો ચરિમાંત દેખે. પેહેલા ગ્રીવેયગથી માંડીને, છઠ્ઠા ગ્રીવેયગના દેવતા છઠ્ઠી નરકનો હેઠલો ચરિમાંત સુધી દેખે. સાતમી ગ્રીવેયગથી માંડીને, નવમા ગ્રીવેયગના દેવતા, સાતમી નરકનો હેઠલો ચરિમાંત સુધી દેખે, પાંચ અણુત્તર વિમાનના દેવ કાંઇક ઉણો લોક દેખે. સંજ્ઞી તિર્યંચ, પંચેદ્રી જઘ૦ આંગુલનો અસખ્યાતમો ભાગ, ઉ૦ અસંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે. સંજ્ઞી મનુષ્ય પંચેંદ્રી જ૦ અંગુ૦ અસં૦ ઉત્૦ અલોક મધ્યે લોક જેવડા અસંખ્યાતા ખાંડુઆ દેખે. હવે અવધિ જ્ઞાનનો સંઠાણ કહેછે.

નારકી, તે, ત્રાપાને આકારે દેખે. ૧ ભવનપતી, પાલાને આ કારે દેખે. ૨ વ્યંતર, પડહને આકારે દેખે. ૩ જ્યોતિષી, ઝા લરને આકારે દેખે. ૪ બાર દેવ લોકના દેવતા, ઉર્દ્ધ મૃદંગને આકારે દેખે. ૫ નવગ્રીવેયગના દેવતા, ફુલ ચંગેરીને આકારે દેખે. ૬ પાંચે અનુત્તર વિમાનના દેવતા, જળનાલીકા તથા કુમા રીકાના કંચુકને આકારે દેખે. ૭, સંજ્ઞી, પંચેદ્રી, તીર્યંચ, અને મનુષ્ય નાના પ્રકારને આકારે દેખે. ૮ અવધિ જ્ઞાન અભ્યંતર, બાહીર કહે છે. દેવતા નારકીને, અભ્યંતર અવધિજ્ઞાન, તીર્યંચને બાહિર અવધિજ્ઞાન, મનુષ્યને અભ્યંતર બાહિર અવધિજ્ઞાન. હવે અવધિજ્ઞાન જેની કને જેટલાં હોય તે કહેછે. નારકી દેવતાને અ નુગામી ૧ અપડિવાઈ ૨ અવઠ્ઠિયં ૩ એ ત્રણ પ્રકારનું અવધિ જ્ઞાન હોય. ત્રિજંચને મનુષ્યને અણુગામી અણાણુગામી. ૨ વદ્ધ માણ. ૩ હાયમાણ ૪ પડિવાઈ ૫ અપડિવાઈ ૬ અવઠ્ઠિયં, અણ વઠ્ઠિયં ૮ એ આઠ પ્રકારનું અવધિજ્ઞાન હોય. એ છ દ્વાર પન્નવણા પદ ૩૩ માં છે. હવે અવધિજ્ઞાની, દ્રવ્યથી જઘન્ય અનંતા રૂપી, દ્રવ્યને જાણે દેખે, ઉત્કૃષ્ટ સર્વ રૂપી દ્રવ્યને જાણે દેખે. ૧ ક્ષેત્રથી અવધિજ્ઞાની, જઘન્ય તો આંગુલનો અસંખ્યાતમો ભાગ, જાણે દેખે. ઉત્૦ અલોકમાં લોક જેવડા, અસંખ્યાતા ખાંડુઆ પ્રમા ણે, જાણે દેખે. ૨ કાળથી અવધિજ્ઞાની, જઘન્યનો, આવલીકા નો અસંખ્યાતમો ભાગ, જાણે દેખે, ઉત્કૃષ્ટુ અસંખ્યાતા કાળ ચક્ર ગયા, અને આવતાની વાત જાણે દેખે. ૩ ભાવથી અવ ધિજ્ઞાની જઘન્ય તો, અનંતમા ભાગની વાત જાણે દેખે. ઉત્કૃ ષ્ટુ અનંતગુણે અનંતા ભાગને જાણે દેખે. ૪ ઇતિ શ્રી અવધિ જ્ઞાન સંપુર્ણ.

હવે મન પર્યવ જ્ઞાનના બે ભેદ. રૂજુમતી ૧ વિપુલમતિ ૨ મનના ચાર ભેદ, એક લબ્ધિ મન, તે અનુત્તર વિમાન વાસ દેવતાને ભાગ્યપડે છે. બીજું સંજ્ઞા મન, તે સંજ્ઞી મનુષ્ય, તીર્યંચને હોય. ૨ વર્ગણા મન, તે શેષ દેવતા, નારકીને હોય. ૩ ચોથું પર્યવ મન. તે મન પર્યવજ્ઞાનીને હોય ૪ મન પર્યવ જ્ઞાન તે કોને ઉપજે, મનુષ્યને કે, અમનુષ્યને ઉપજે? ઉત્તરઃ-મનુષ્યને ઉપજે. અમનુષ્યને ન ઉપજે. ૧ મનુષ્યને ઉપજે તો, સંજ્ઞી મનુષ્યને ઉપજે કે અસંજ્ઞી મનુષ્યને ઉપજે ? ઉત્તરઃ—સંજ્ઞી મનુષ્યને ઉપજે અસંજ્ઞી મનુષ્યને ન ઉપજે. ૨ જો સંજ્ઞી મનુષ્યને ઉપજે, તો, શું કર્મ ભુમિના મનુષ્યને ઉપજે, કે અકર્મ ભુમિનાને ઉપજે ? ઉત્તરઃ— કર્મ ભુમિના મનુષ્યને ઉપજે, અકર્મ ભુમિના મનુષ્યને ન ઉપજે. ૩ જો કર્મ ભુમિના મનુષ્યને ઉપજે, તો, શું સંખ્યાતા વર્ષના આઉખાવંતને ઉપજે; કે અસંખ્યાતા વર્ષના આઉખાવંતને ઉપજે? ઉત્તરઃ-સંખ્યાતા વર્ષના આઉખાવંતને ઉપજે અસંખ્યાતા વર્ષના આઉખાવંતને ન ઉપજે. ૪ જો સંખ્યાતા વર્ષના આઉખાવંત મનુષ્યને ઉપજે, તો શું પર્યાપ્તાને ઉપજે, કે અપર્યાપ્તાને ઉપજે ? ઉત્તરઃ—પર્યાપ્તા મનુષ્યને ઉપજે, અપર્યાપ્તા મનુષ્યને ન ઉપજે. ૫ જો પર્યાપ્તા મનુષ્યને ઉપજે, તો શું સમકિત દ્રષ્ટીને ઉપજે, કે મિથ્યાદ્રષ્ટીને ઉપજે, કે સમા મિથ્યાદ્રષ્ટીને ઉપજે ? ઉત્તરઃ-સમકિત દ્રષ્ટી મનુષ્યને ઉપજે, મિથ્યાદ્રષ્ટી મનુષ્યને ન ઉપજે, સમા મિથ્યા દ્રષ્ટીને ન ઉપજે. ૬ જો સમકિત દ્રષ્ટી મનુષ્યને ઉપજે, તો શું સંજતી મનુષ્યને ઉપજે, કે, અસજતી મનુષ્યને ઉપજે, કે સજયા સજય મનુષ્યને ઉપજે ? ઉત્તરઃ-સંજતી મનુષ્યને ઉપજે, અસંજતી

મનુષ્યને ન ઉપજે, સંજયા સંજય મનુષ્યને ન ઉપજે. ૭ જો સંજતી મનુષ્યને ઉપજે તો શું પ્રમાદિ મનુષ્યને ઉપજે, કે, અપ્રમાદિ મનુષ્યને ઉપજે? ઉત્તરઃ—અપ્રમાદિ મનુષ્યને ઉપજે, પ્રમાદિ મનુષ્યને ન ઉપજે, ૮ જો અપ્રમાદિ મનુષ્યને ઉપજે, તો શુ લબ્ધીવંત મનુષ્યને ઉપજે, કે અલબ્ધીવંત મનુષ્યને ઉપજે? ઉત્તર:-લબ્ધીવંત મનુષ્યને ઉપજે, અલબ્ધીવંત મનુષ્યને ન ઉપજે. ૯ દ્રવ્યથી મનપર્યવ જ્ઞાની, રૂપીં દ્રવ્યને જાણે દેખે. ૧ ક્ષેત્રથી મનપર્યવજ્ઞાની, નીચું દેખે તો, એકહુજાર જોજન રત્ન પ્રભાના, રત્ન કાંડના જાતીના રત્નકાંડનો, નીચલો પ્રતર દેખે. ઉચું દેખે તો નવસેં જોજન જોતષીના વિમાનનું ઉપલ્યું શિખર જાણે દેખે. ત્રીછું દેખે તો, અઢી દ્વીપ અને બે સમુદ્ર ,જાણે દેખે. રૂજુમતિ, તે, અઢિ આંગુળ ઓછુ જાણે દેખે, ડાહોળું જાણે દેખે, વિપુલ મતિ તે, સંપુર્ણ સમગ્ર ખેત્રને જાણે દેખે, નિરમળ જાણે દેખે. ૨ કાળથી મનપર્યવ જ્ઞાની, પળનો અસંખ્યાતમો ભાગ ગયો કાળ, આવતો કાળ, જાણે દેખે. ૩ ભાવથી સંજ્ઞી પંચેદ્રીયના, મનોગત ભાવને જાણે દેખે.૪ એ મનપર્યવજ્ઞાન સંપુર્ણ. હવે સર્વે પ્રતક્ષ, નિરાવરણ, કેવળજ્ઞાન, તે કેહને કહીએ, જે સંપુર્ણ હોય, એકલું જ માહા પ્રકાશ કરે, તે કેવળજ્ઞાન, દ્રવ્યથી, સર્વ દ્રવ્ય માત્રને જાણે દેખે. ૧ ક્ષેત્રથી સર્વ ક્ષેત્રને જાણે દેખે. ૨ કાળથી સર્વ કાળની વાત, જાણે દેખે. ૩ ભાવથી સર્વ ભાવ પર્યવને, જાણે દેખે. ૪ એ કેવળજ્ઞાન પાંચમુ સંપુર્ણ; ઇતિ શ્રી પાંચ જ્ઞાનનો વિવરો સંપુર્ણ.

---

## कुबेरदत्त विषे ( अढार नात्रांनी कथा.

મથુરા નગરીને વિષે કુબેરસેના એવે નામે એક ગણીકા ( વેશ્યા ) રહેતી હતી. તે એક દહાડો પોતાને ગર્ભ ઉત્પન્ન થવા થકી અતિસે ખેદ પામી. ત્યારે તેની માતા કુટ્ટની, તેણી એ તેને ખેદવાળી જોઇને, તેની પીડા દુર કરવાને અર્થે વૈદને બોલાવ્યો. તે વૈદે નાડી જોઇને તેને રોગ રહિત જાણીને એ પ્રમાણે કહ્યું. કે, આના શરિરમાં કોઇ પણ રોગ નથી. ફક્ત પેટને વિષે, પુત્ર પુત્રી રૂપ જોડલું ઉત્પન્ન થયું છે. એ કારણ માટે એને ખેદ વર્તે છે ત્યાર પછી વૈદને વિદાય કરીને તે કુટ્ટની, પુત્રી પ્રત્યે કહેતી હવી. આ ગર્ભ તારા પ્રાણનો નાશ કરનારો છે. તે કારણ માટે રાખવા યોગ્ય નથી. એ તો પાડવા યોગ્યજ છે. તે અવસરે વેશ્યા કહેતી હવી. કલેશ (દુઃખ) પણ સહન કરીશ, પરંતુ મારા ગર્ભને કુશળ રહો. એમ કહીને પછી તે વેશ્યાએ ગર્ભની વેદના સહન કરીને અવસરે પુત્ર પુત્રી રૂપ જોડલુ પ્રસવ્યું. ત્યારે વળી કુટ્ટની, કહેતાં તેની મા કહેતી હવી હે પુત્રી! આ છોકરાનું જોડલું તાહારા જવાનીપણાને નાશ કરનારૂ થશે. એ કારણ માટે આ જોડલું વિષ્ટાની પેઠે ત્યાગ કરીને, આજીવકાનું કારણ એવું પોતાનું જવાનીપણું રાખ્ય. ત્યારે વેશ્યા કહેતી હવી, હે માતા! જો એમ છે તો દશ દિવસ સુધી વિલંબ કરો, પછી તમારૂ કહેલું કરીશ. ત્યાર પછી તેની માતાએ આજ્ઞા આપી. ત્યાર પછી તે વેશ્યા દશ દિવસ સુધી ધવરાવીને બાળકનું સમ્યક પ્રકારે પ્રતિપાલન કરીને અગિયારમે દિવસે, એક જણનું કુબેરદત્ત, અને એક જણી

નું કુબેરદત્તા એ પ્રકારે બે જણના નામ પાડીને પછી તેમના નામ સહિત એવી બે વિંટીયો કરાવીને તે બે જણની આંગળીયોમાં ઘાલીને પછી એક લાકડાની પેટીમાં તે બે જણને માંહે મુકીને સંધ્યા સમય યમુના નદિના પ્રવાહ ને વિષે તે પેટી વહેતી મુકી દીધી. ત્યાર પછી તે પેટી જળમાં વહેતો થકો અનુક્રમે કરીને દિવસનો ઉદય થયે છતે સૌર્યપુર નગરે આવી. ત્યાં સ્નાન કરવાને અર્થે આવેલા એવા બે શેઠ ના પુત્રો તે પેટીને આવતી દેખીને, તતકાળ લેઇને એક જણે તેની મધ્યે એક બાળક અને એક બાળિકાને જોઇને, તેમની મધ્યે જે પુત્રનોઅર્થી હતો, તેણે પુત્ર લીધો, અને બીજો પુ ત્રીનો અર્થી હતો તેણે બાળિકા લીધી. એ પ્રકારે તે એક એક બાળક લઇને પોત પોતાની સ્રીને આપ્યું. પછે મુંદ્રિકામાં લ ખેલા અક્ષરને અનુસારે તેમનું નામ પાડયું. ત્યાર પછી તે કુબે રદત્ત અને કુબેરદત્તા એવે નામે બે બાળક, તે સાહુકારને ઘેર અતિસે ઉદ્યમે કરીને મોટા થયા. પછી અનુક્રમે કરીને જોવન અવસ્થા પામ્યાં. ત્યારે તે બાળકનું સરખુ રૂપ જાણીને, એ બે સાહુકારો તે બે જણનો માંહો માંહે પાણીગ્રહણનો ઉત્સવ કર તા હવા. એટલે લગ્નનો ઉત્સવ કર્યો. ત્યાર પછી તે સ્રિ ભરથા ર, એક દહાડો સોગટાં બાજી રમવા બેઠાં. તે અવસરે કુબેર દત્તાના હાથથકી તે નામાંકિત મુંદ્રિકા કોઇક પ્રકારે નીકળીને, કુબેરદત્તાની આગળ પડી. ત્યાર પછી તેણીએ તે મુંદ્રિકા પો તાની મુંદ્રિકાની સાથે સરખી આકૃતિવાળી, અને એક દેશમાં ઘડેલી, અને સરખા નામવાળી એવી દેખીને મનને વિષે કુબે રદત્તને પોતાનો ભાઈ છે, એમ નિશ્ચય કરીને તે બે વિંટીયો

કુબેરદત્તના હાથમાં ઘાલી. તે અવસરે કુબેરદત્ત પણ તેવિંટીયો જોવા થકી તેમજ તેને પોતાની બેન છે, એમ નિશ્ચય કરીને અતિસે ખેદ પામ્યો. ત્યાર પછી તે બે જણ પણ પોતાના વિવાહના કાર્યને અકાર્ય માનતાં એટલે આ ખોટું થયું ! એમ જાણતા એવા પોતાનો સંદેહ નિવારવાને માટે પોત પોતાની માતાને સમ ખવરાવીને અતિસે આગ્રહ કરીને પોત પોતાનું સરૂપ પુછ્યુ. તે અવસરે તેમની માતાઓએ તે બે જણની આગળ મજુસમાંથી ( પેટીમાંથી ) કહાડયા ત્યાંથી માંડીને સર્વપણ વૃત્તાંત કહ્યું. ત્યાર પછી કુબેરદત્ત માતાને કહેવા લાગ્યો કે, તમે અમને જોડલે જનમેલા જાણીને પણ આવું અકાર્ય કેમ કર્યું ? ત્યારે તે કહેવા લાગ્યો કે, તારા સરખી કન્યા અને તેના સરીખો વર કયાંહી અમને મળ્યો નહીં. તેથી સરખા શોભાદિ ગુણવાળા તમને જાણીને તમારા બેનોજ માંહો માંહે વિવાહ કર્યો. પરંતુ હજુ સુધી કાંઈ પણ બગડયું નથી. જે કારણ માટે તમારા બેનું એક કરપીંડનજ થયું છે. એટલે ફક્ત એક હાથનો જ મેળાપ થયો છે. પણ મૈથુન કર્મ કર્યું નથી. તે માટે તું ખેદ ન કરીશ. તને બીજી કન્યા પરણાવીશું. ત્યાર પછી તે કુબેરદત્તે કહ્યું. તમારૂ વચન મારે પ્રમાણ છે. પરંતુ હમણાં તો હું વેપાર કરવાને માટે પ્રદેશ જવાની ઈચ્છા રાખુછું. એ કારણ માટે મને આજ્ઞા આપો. ત્યાર પછી તે શેઠ શેઠાણીએ આજ્ઞા આપી. પછી કુબેરદત્ત, તે વૃત્તાંત પોતાની બેનને કહીને, ઘણાક કિરીયાણા લઇને, દૈવયોગ થકી પોતાને ઉત્પત્તિનું સ્થાનક એવી મથુરાં નગરીયે ગયો. ત્યાં નિરંતર પોતાને ઉચિત વેપાર કરતો છતો, એક દહાડો કોઇક માઠા કર્મના યોગ થકી અદભૂતરૂપે કરીને શો

ભાયમાન એવી, પોતાની માતા કુબેરસેના વેશ્યાને દેખીને, કામે પિડોત થયો છતો તે વેશ્યાને બહુ દ્રવ્ય આપીને પોતાની સ્ત્રી કરીને નિરંતર તેની સંગાથે વિષય સંબંધી સુખ ભોગવતો હવો, ત્યાં અનુક્રમે કરીને તેને એક પુત્ર થયો. હવે શૌર્યપુરને વિષે તે કુબેરદત્તા, માતાના મુખ થકી પોતાની તે પ્રવૃતિ સાંભળીને, તતકાળ વૈરાગ્ય પ્રત્યે પામી થકી આર્યા ( સાધવી) ના સંજોગ.થએ છતે દિક્ષા ગ્રહણ કરીને, ઘણા મોટા તપ કરીને, વિશુદ્ધ અધ્યવસાયના યોગ થકી થોડા કાળમાંજ, તેણીએ અવધિજ્ઞાન ઉત્પન્ન કર્યું. ત્યાર પછી તે સાધવી અવધિજ્ઞાનના બળે કરીને પોતાના ભાઇનું સ્વરૂપ જોતી છતી મથુરા નગરીને વિષે પોતાની માતા સંગાથે લાગેલો એવો અને પુત્ર સહિત એવો, દેખીને કર્મની ગતિને ધિક્કાર કરતી એટલે "ધિક્કાર પડો કર્મને!!! એમ કહેતી થકી પોતાના ભાઇને અકારજરૂપ મહોટાં પાપ રૂપ કાદવ થકી ઉધ્ધરવાને એટલે કાઢવાને, પોતે મથુરા પ્રત્યે આવીને, કુબેરસેના વેશ્યાને જ ઘેર જઇને ધર્મ લાભરૂપ આશીષ દઇને તેની પાસે પોતાને ઉતરવાનું સ્થાનક માગ્યું. તે અવસરે કુબેરસેના પણ તે આર્યાને નમસ્કાર કરીને એમ કહેતી હવી' હે માહાસતી! હું વેશ્યાછુ. પણ હમણાં એક ભરથારના સંજોગ થકી નિશ્ચે કુળ સ્ત્રિ થઇછું. તે કારણ માટે તમે સુખે કરીને અમારા ઘરની સમીપે પાપરહિત એવા આશ્રયને ગ્રહણ કરીને, અમને રૂડા આચારમાં પ્રવર્તાવો. ત્યાર પછી કુબેરદત્તા સાધવી પણ પોતાના પરીવાર સહિત તેણીએ આપેલા ઉપાશ્રયમાં રહીને હવે તે વેશ્યા નિરંતર ત્યાં આવીને, તે બાળકને સાધવીની આગળ ભોંય ઉપર લોટતો મુકતી હવી. તે

અવસરે અવસરની જાણ એવી જે સાધ્વી, તે આગમી કાળ માં લાભ જાણીને તે બાળકને આ પ્રમાણે બોલાવતી હવી. હે બાળક ! તુ મહારો ભાઈછું. ॥૧॥ તું મહારો પુત્ર છું. ॥૨॥ તું માહારો દિયર છું. ૩ તું માહારા ભાઇનો પુત્ર છું, એટલે ભત્રીજો છું. ૪ તું મહારો કાકો છું. ૫ તું મહારા પુત્રનો પણ પુત્ર છું. ૬ તથા જે તહારો પિતા છે, તે મંહારો ભાઇ છે. ૧ અને મહારો પિતા છે. ૨ અંને મહારા પિતાનો. પિતા, એટલે મહારો વડાઉઓ છે. ૩ મહારો ભરતાર છે. ૪ મહારો પુત્રછે. ૫ અને મહારો સસરો પણ છે. ૬—તથા જે તહારી માતા છે, તે મહારી માતા છે. ૧ અને મહારા પિતાની માતા છૈ. ૨ અને મહારા ભાઇની સ્ત્રિ છે. ૩ અને મહારી વહુ છે. ૪ અને માહરી સાસુ છે. ૫ અને મહારી શોકય પણ છે. ૬ એ રીતે કહીને સાધ્વી તે બાળકને વારંવાર બોલાવે છે. ત્યાર પછી એક કહાડો કુબેરદત્ત તેનૂં વચન સાંભળીને, આશ્ચર્ય પામ્યો છતો, તે સાધ્વીને કહેતો હવો. હે આર્યે વારંવાર આવું અજુકતું શુંબોલો છો ? ત્યારે સાધ્વી કહેતી હવી. હું અજુકતુ નથી બોલતી. જે કારણ માટે આ બાલક એક માતાપણા થકી ભાઇછે, એટલે તેની અને મહારી એક માતા છે. તેથી મહારો ભાઈ થાય છે. ૧ અને મહારા ભરતારનો પુત્ર છે, માટે મહારો પુત્ર થાય છે. ૨ અને મહારા ભરતારનો નહાનો ભાઈ છે, માટે મહારો દીયર છે. ૩ અને મહારા ભાઇનો પુત્ર છે, માટે મહારો ભત્રીજો છે. ૪ અને મહારી માતાના પતિનો ભાઈ છે, માટે મહારો કાકો લાગે છે. ૫ અને મહારી શોકયના પુત્રનો પુત્ર છે, માટે મહારો પોત્રો લાગે છે. ૬—એ પ્રકારે બાલકની સં

ગાથે પોતાના છ સંબંધ દેખાડીને વળી કહેતી હવી. જે આ બાળકનો પિતા છે, તે મ્હારે એક માતાપણા થકી ભાઇછે. એ ટલે તેની અને મ્હારી એક માતા છે. માટે ભાઈ થાય છે. ૧ અને મ્હારી માતાનો ભરતાર થયો, તેથી મ્હારો પિતા થાય છે. ૨ અને મ્હારા કાકાનો પિતા થયો, તેથી મ્હારો વડાઉઓ થયો. ૩ અને પ્રથમ મને પરણ્યો છે, માટે મ્હારો ભરતાર થાયછે. ૪ અને મ્હારી શોકયનો પુત્ર થાય છે, માટે મ્હારો પુત્ર પણ થાય છે. ૫ અને મ્હારા દીયરનો પિતા થાય, માટે મ્હારો સસરો છે. ૬ એ પ્રકારે બાલકના પિતા કુબેરદત્તની સાથે પોતાના છ સંબંધ કહીને, વળી કહેતી હવી. જે આ બાલકની માતા છે, તે મને પણ જણનારી છે, માટે મ્હારી પણ માતા છે. ૧ અને મ્હારા કાકાની માતા છે, તેથી મ્હારી દાદી લાગેછે. ૨ અને મ્હારા ભાઇની સ્ત્રિ થઈ, તેથી મ્હારી ભોજાઇ થાય છે. ૩ અને મ્હારી શોકયના પુત્રની સ્ત્રિ થઇ, માટે મ્હારી વહુ થઈ ૪ અને મ્હારા ભરતારની માતા થઇ, તેથી મ્હારી સાસુ થઇ ૫ અને મ્હારા ભાઇની બીજી સ્ત્રિ થઇ, માટે મ્હારી શોકય થઇ ૬ એ રીતે આ બાલકની માતા કુબેરસેના વેશ્યાની સાથે પોતાના છ સંબંધ દેખાડયા. એ પ્રકારે આ અઢાર સંબંધ કહીને તે સાધ્વી, તે સંબંધોની ખાત્રી કરવાને અર્થે, પોતે વ્રત ગ્રહણ કર્યું તે અવસરે રાખેલી માતાની વીંટી કુબેરદત્તને આપતી હવી. ત્યાર પછી કુબેરદત્ત પણ તે વિંટી દેખીને સર્વે સંબંધનું વિરૂદ્ધપણું જાણીને, તત્કાળ વૈરાગ્ય પામીને, પોતાની નિંદા કરતો છતો પોતાની શુદ્ધિને અર્થે ચારિત્ર ગ્રહણ કરતો હવો. અને વળી મહા તપ કરતો હવો. તથા

કુબેરસેના વેશ્યા પણ તે પ્રવર્તિ સાંભળવા થકી પ્રતિબોધ પામી થકી શ્રાવકનો ધર્મ અંગિકાર કરતી હુવી. ત્યાર પછી કુબેરદત્તા સાધ્વી, એ પ્રકારે તેમનો ઉદ્ધાર કરીને પોતાની પ્રવર્તિની પાસે ગઈ એટલે પોતાની ગુરૂણી પાસે ગઈ. અનુક્રમે કરીને એ સર્વે જીવો પોતાનો ધર્મ સમ્યક પ્રકારે આરાધન કરીને સદ ગતિનાં ભજનાર થયાં. અર્થાત્ રૂડી ગતિમાં ગયાં. એ પ્રકારે અઢાર સંબંધ ઉપર કુબેરદત્તાનુ દૃષ્ટાંત કહ્યું. આ એક ભવને આશ્રીને સંબંધ દેખાડયા. અનેક ભવની અપેક્ષામાં તો પ્રાયે કરીને આ જીવે એક એક જીવ સાથે પુર્વે અનંતીવાર સગાઈ (સંબંધ) કર્યા છે. એવું શ્રી ભગવતી સુત્રના બારમા શતકના સાતમા ઉદ્દેશામાં કહ્યું છે. ઇતિ અઢાર નાત્રાની કથા સંપુર્ણ.

---

## અથ શ્રી જીવરાજ શેઠની મુસાફરી.

### રાગ ગજલ.

(અથવા સરકાર રજા દીજીએ એ રાગ.)

શીવરાજ શેઠ પુત્ર જીવરાજને, મોકલે વિદેશમાં કહી સુકાજને;
જાઓ મૃત્યુલોકમાં ગુમારતા દેઇને, માલ વોરજોજી પુત્ર શુદ્ધ જોઇને. સિ. ૧
સાથ રાખજો દલાલ સંત કોઇને, લેવરાવશે સુમાલ સારો જોઇને;
આગવો સુસંગ લેઈ રાખજો કને, ધીરશોમાં કામ ક્રોધ લોભ ચોરને. સિ. ૨
મુકજો કુસંગ ફાંસીયાતણી પુરી, આવશે અપાર મોહની નદી ખરી;
બેસજો વૈરાગ્ય નાવમાં ફરી ફરી, ચાલજો સુવાટ પેલી પાર ઉતરી. સિ. ૩
વિકટ છે અવાટ બીજી વાટ ચુકશો, જાણુ દેશ રહી જશે અજાણમાં જશો;
વિષય ધુર્ત મધ્ય જાળમાંહી કુસસો, કામરૂપ દંભ ત્યાં વિવેક ભુલશો. સિ. ૪

પારખ્યા વિના પ્રપંચ માલ વોરશો, લાભકાળ વહી જશે દેવાળું ફુંકશો;
તો ત્રસાળે ખોટ દેખિ પોક મુકશો, કોઈ ધીરશે નહીં વિદેશ મૂકશો. સિ. ૫
દેશ દેશ કાઢજો દુકાનો ધર્મની, છાંડજો પ્રપંચ વાત કુર કર્મની;
ધારશો નકર્ણ વાત વિષય ખાતની, કાવજો ભલાઈ આપ સારી વાતની. સિ. ૬
યત્ન રાખજો શરીર વાઠ ઘાટમાં, તાપમાં ન ચાલશો કુકર્મ સાથમાં;
જ્ઞાનયોગ ભક્તિ માલ જો તને ગમે, ખોટ લાભ પુછશો નવોરજો તમે. સિ. ૭
એટલી વીવેક વસ્ત ચીત્ત રાખશો, તો ભવાટળી ફરીને ઘેર આવશો;
એકવાર સર્વ વસ્તુ લેઈ આવશો, તો પ્રદેશ પરહરી સ્વધામ બેસશો. સિ. ૮
શીખ લેઈ શેઠજી પ્રદેશ સંચર્યા, નાત જાત નગરલોક સર્વને મલ્યા;
નગરશેઠ પુત્ર જીવરાજ નીકલ્યા, રામ રામ જેઓપાલ શબ્દ કહી વલ્યા. સિ. ૯
જીર્ણ મુકીને નવા પોશાક પેરીયા, દેખતાં પિતાયે નેત્ર નીર ખેરિયાં;
ત્યાં કુટુંબ નાત લોક તો રહી ગયા; જીવરાજ શેઠ ત્યાં થકીજ નીસર્યા. સિ. ૧૦
શેહેર બહાર સર્વ સાથ એકઠો થયો, શીવરાજ શેઠ ત્યાં વળાવવા ગયો;
પુત્રને વળાવી શીવરાજ ત્યાં રહ્યો, જીવરાજ ત્યાં થકી વિદેશમાં ગયો. સિ. ૧૧
જીવરાજ વ્યસનના તરંગમાં ચડ્યો, મનોવેગ તુર્ત મૃત્યુ લોકમાં પડ્યો;
કર્મયોગ ત્યાં ભવાબ્ધિ પારના જડ્યો, ઘણિકવાર જીવરાજ તીર્થ આથડ્યો. સિ. ૧૨
દૈવયોગ એક દેહ નાવ સાંપડ્યું, દ્વાર સપ્ત ઉર્ધ્વ કાલ શિલ્પનું ઘડ્યું;
પંચ પાટિયાં પ્રપંચ લોહનું જડ્યું, જૈભવાબ્ધિ નાળ પંક જાળમાં ખડ્યું. ૧૩
સ્ત્રી જુવાન એક બેઠી દીઠી નાવમાં, બુદ્ધિ આગલી સ્વરૂપ હાવભાવમાં;
મંદ હાસ્ય ચતુર છે વિચાર વેણમાં, મધુરિ વાણીમાં અને મૃગાક્ષિ નેણમાં. ૧૪
શેઠ પાસ આવી વાત પુછી સાનમાં, કોણ માત તાત કોણ નાત જાતમાં;
કોણ નામ કામ વાસ કોણ દેશમાં, કેમ છો ઉદાસી આ ભવાબ્ધિ ઘાટમાં. ૧૫
સ્વસ્ત ચિત્ત શેઠજી કહે વિચારી વાત, કોટી લક્ષ જન્મ કોટી લક્ષ માત તાત;
કોટી લક્ષ નામ કોટિ લક્ષ નાત જાત, મુળ નામ એક છે સુણો પિતાની વાત. ૧૬

શીવરાજ છે વિદેહી નગર સેઠીયો, પુત્ર તેમનો હું જીવરાજ વેઠીયો;
ઉધમાર્થ અર્થ મૃત્યુ લોક આવીયો, ભુલમાં હું આ ભવાબ્ધિ મધ્ય ભટકિયો. ૧૭
પારના જડયો હું દેખતોજ આંધળો, ભુલમાં ભમ્યો હું ચાલતોજ પાંગળો;
જાત નાત તાતથી થયો હું વેગળો, તાતશ્રી સમીપ તમને હું ના મળ્યો. ૧૮
આશરા વિના થયો ઘણો હું આકળો, વાત હામ તું મળી થયો હું મોકળો;
ધણિક નાર મેં કરી તથાપિ એકલો, દુઃખ સોચના થકી થયો હું દુબળો. ૧૯
નવ મટે થનાર વાત કર્મની લખી, આજ દુઃખ વિસર્યું થયો ઘણો સુખી;
ગુહ્ય વાત મેં કહી તને ન ઓળખી, મેં કહ્યું તને તમે મને કહો સખી. ૨૦
તે નિવૃત્તિ નાર શેઠને કહે કથી, ઓળખો મને પવિત્ર માત તાતથી;
મન પિતા સુબુદ્ધિને કુબુદ્ધિ માતથી, તેણુ બેન નીપની બને ન મુળથી. ૨૧
મન પિતાનું હેત ઝાઝુંમા કુબુદ્ધિથી, મા સગી સુબુદ્ધિ તે થકી વકી નથી.
હું નિવૃત્તિને તમે સ્વયંવરે હરી, શેઠજી વિદેહ નામ શેહેર જઈ વરી. ૨૨
માત તાત પાસહું નિવૃત્તિને ધરી, શેઠ મૃત્યુ લોકમાં ગયા તમે ફરી;
ત્યાં ગયા પછી પવૃત્તિ ભ્રાંતિને વર્યા, તેમનું સ્વરૂપ જોઇને તમે ઠર્યા, ૨૩
લંપટિ કુબુદ્ધિ સાસુંના કહ્યાં કર્યાં, મુળથી ખરી સુબુદ્ધિ સાસુ વીસર્યા.
તે સુબુદ્ધિ માત મારી પસે આવીયાં, મત દીકરી વિદેહ શેહેરમાં રહ્યાં ૨૪
શીવરાજ સ્વસુર આશરે સુખી થયાં, સ્વસુર સાસુના પવિત્ર ચરણુ સેવીયા;
ત્યાં તમારી શાંન્તીમાં રડી રડી મરે, શીવરાજ તાત તે ઉદાસમાં ફરે. ૨૫
દેહ પરતુ સાક્ષીરૂપ ગર્વના ધરે, રોજગાર ના કરી વૈરાગ આદરે;
સામર્પણુ ધર્યું નવું ન કાંઈ સંઘરે, આગલી કમાઇ સંતને મુખે ધરે. સિઃ ૨૬
ગુણથી અતીત પંથ એકલો ફરે, ખાય ના પીએ ન પુત્ર પુત્ર ઉચરે;
એક વાર હું નિવૃતી ઘેર આવીયા, સ્વસુરજી અમારી પાસ ગળગળા થયા. ૨૭
કહે વહુજી તમ ધણી વિદેશમાં ગયા, કોટિ કલ્પ વહિ ગયા હજુ ન આવિયા;
કયમ થયું હશે મળ્યા શું વિષય ફાંશિયા, કામ ક્રોધ લોભઃ તસ્કરે શું લુટીયા. ૨૮

કેશું લેવું દેવું અધિક ન્યુનથી રહ્યા, કે કુસંગ ધુર્ત સંગથી વહી ગયા;
જા વહુ નિવર્તિ બાપ મૃત્યુ લોકમે, વદ્ધ આ મુનિમ સૂસંગ સાથે લ્યો તમે. ૨૯
સાથ લ્યો દયા સખીથી વાટ નિર્ગમે, તું ગયા વિના ન થાય કામ આ સમે;
લેઈ આજ્ઞા થયા સ્વાર તે સમે, આ દયા સખી સુસંગ સાથ બે અમે. ૩૦
મૃત્યુ લોક આવીયા ભવાબ્ધિ તીરમેં, દેશ દેશ ખોળિયા મલ્યા નહી તમે;
ધણીકવાર ખોળી ખોળી થાકીયાં અમે, ઠાલું નાવ દેખીયું ભવાબ્ધિ નાળમેં. ૩૧
પુછ્યું ન કોઇમે હું આવી બેઠી આ સમે, તેટલેજ શેઠ દ્રષ્ટિએ પડ્યા તમે;
ઓળખું તમોને મંને ન ઓળખી તમે, શીદ ઓળખો ગરીબ નાર છું અમે. ૩૨
હું વિના અનેક નાર ઇશકને ગમે, આજ કાલ ભ્રાંતિ નારમાં રમો તમે;
કયાં ગઈ પ્રવૃત્તિ વાલિ નાર આ સમે, માત તાત વિસર્યા પ્રવૃત્તિ નારમેં. ૩૩
હું નિવૃત્તિ વીસરી ભલીજ ભ્રાંતીમેં, આવડા અજાણ શેઠ કયમ થયા તમે;
અમજેવી દયાની વાત કાનમાં ધરો, મુનિમ વૃદ્ધ આ સૂસંગનું કહ્યું કરો, ૩૪
પૂર્વ નાર હું નિવૃત્તિ ચિત્તમાં ધરો, શીવરાજ શાન્તિ માની સેવના કરો;
ભ્રાંતિને પ્રવૃત્તિ નારી વેગલી કરો, તો ભવાબ્ધિ આ શરીર નાવથી તરો. ૩૫
ધાટ ધાટ ફેરવો સુમાલથી ભરો, વસ્તુ સારી લેઇને સ્વદેશ સંચરો;
છેલું વેલું શેઠજી ચડો શરીર વાણુ, હું નિવૃત્તિ નાર હાથમાં ગ્રહું સુકાન. ૩૬
આગુવા ભલા દયા સુસંગ છે પ્રમાણુ, પુર્વ દેશ જાતાં વાટ રોકનાર કોણ;
જીવરાજજી થયા પ્રસન્ન ચિત્તથી, હાથસાહી નારનો ચડયા સુમાનથી. ૩૭
પંચ માસનું કરેલ વાણુ નાળથી, હાલતું થયું તથાપિ નીકલ્યું નથી;
જીવરાજ ફેરવે ધણું ધણુંમથી, નાળ સાંકડેથી લાગ લાગતો નથી. સિ. ૩૮
તે સમે અનેક બંદગી કરે કથી, કાઢ વાણુ કાઢ વાણુ નાથ નાળથી;
વાણુ નીકલ્યા પછી છમાસ દુધ પીશ, ચાર પાંચ વર્ષ પાઘડી વિના ફરીશ. ૩૯
વર્ષ એક બેઉ મુનીવ્રતને ધરીશ, કાઢ વાણુ કાઢ વાણુ હે કૃપાળુ ઇશ;
મુનિમ વૃદ્ધ આ સૂસંગનું કહ્યું કરીશ, મન સ્વસુર થકી સુબુદ્ધિ સાસુ મેળવીસ. ૪૦

ઓ નિવૃત્તિ સંગ પતિવ્રત આચરીશ, શીવરાજ શાંતિ માની સેવના કરીશ;
આ દયા સખીની વાત કાનમાં ધરીશ, મનસ્વસુર થકી કુબુદ્ધિ સાસુ પરહરીશ. ૪૧
બ્રાંતિને પ્રવૃત્તિ નાર વેગલી કરીશ, આજથી પરાંગનાને દુરથી તજીશ;
એકવાર વાણુ સાથ બાર નીકળીશ, તો ફરીથી રોજગાર વાણુને તજીશ. ૪૨
દૂરથકી કુસંગ ફાંસીયા થકી ડરીશ, કામ ક્રોધ લોભ ચોર વેગલા કરીશ;
એ પ્રકારે જીવરાજ બંદગી કરે, ઓ નિવૃત્તિ સાથ ભક્તિ ભાવને ધરે. ૪૩
તે સમે પ્રસુતિ કાળ વાયુ સંચરે, દેહ વાણુ નાળમાં અહીં તહીં ફરે;
નાળમાં નવેક માસ એકલું ખડયું, સુતિકા પ્રપંચ વાયુ ડેલમાં પડ્યું. ૪૪
ત્યાં થકી મહા ભવાબ્ધિ પૂરમાં અડયું, મોકળું થયું અનેક સાથ આથડયું;
પૂર્વના ગુમારતા શીવરાજના હતા, એ નવાણુ શેઠજીની ખબર પૂછતાં ૪૫
જીવરાજ કહે હું ઓઝપુછું લઈ જતાં, નિરવીકારને લેઈ વિકાર મુકતાં;
ગુહ્ય અર્થ સમજીયા વિવેકી રીઝિયા, દેહ સાધના કરી વિદેહમાં ગયા. ૪૬
બુદ્ધિ હિન મૂર્ખ લોક તે ન સમજ્યા, વિષય તુચ્છ લોભથી ભવાબ્ધિમાં વહ્યા;
એ કથા રહી પછી વિચાર શા થયા, મૃત્યુ લોક વાયુ જેટલેજ લાગીયા. ૪૭
કેટલેક માસ વાણુ ચાલતું કરે, બાર વરસ બાળપણુમાં જઇ ડરે;
તે પછી પલાણુ જોબન અસ્વનું કરે, નવનવા પોશાક ખાન પાનશું ભરે. ૪૮
કારમો કુસંગ મિત્ર સાથે સંચરે, તેની વાત ચીત્ત કરણ દેશમાં કરે;
બ્રાંતિમાં પ્રવૃત્તિ નારી ચિત્તમાં વરે, મન સ્વસુર કુબુદ્ધિ સાસુથી ઘણું ડરે. ૪૯
વાણુ ફેરવે જુવાની અશ્વ ખેલવે, ઘાટ ઘાટથી પ્રપંચ દ્રવ્ય મેળવે;
દેશ દેશમાં નવી દુકાન ખુપવે, ત્યાં મુનિમ છે ઘણા હિસાબ ચૂકવે. ૫૦
નાત શેઠ પારકી લડાઈ શીજવે, કારમું કુટુંબ માત તાત રીઝવે;
મુખ્ય શાહુકાર લાખ લેખું લેખવે, અન્યની લખેલી હુંડી પાછી નવ ફરે. ૫૧
દેશપાળ હાથમાં દીવાન જઈ નમે, અમલને છકેલો સર્વ લોકને દમે;
કીર્તી લોભિયાની વાત આપને ગમે, દ્રવ્યને મદેથી સાધુ સંતને દમે. ૫૨
ઉદ્યમે અજાણુ પલક નિર્ગમે વૃથા, ધર્મ વાસના ન થાય કૃષ્ણુની કથા;

દામ શાહેબીનું અભીમાન સર્વથા, સ્વાર્થમાં ખુશાલ પરમાર્થમાં વ્રથા. ૫૩
નવ નવી મીઠાઈ દૂધ કરશું જમે, રંગ મેહેલમાં પ્રવૃત્તિ નારશું રમે;
લોભ લાભ પુત્ર પાસ બેઠને ભમે, ભાવહીન આપ કીર્તી સર્વથા ગમે. ૫૪
જરકસી પોશાક કીનખાબ ખોળીયાં, પામરી રૂમાલ રંગચોળ મોળીયાં;
વેઢ વાંકડા અમુલ્ય કર્ણ ચોકડાં, હીમરૂ ગલેચા શેઠ ગાદીયે પડયા. ૫૫
રંગતાન નાચ થાય છે ખડા ખડા, થાય ભાઈ સાહેબ તો અમલથી બડા;
ઘેર તાયફા અખંડ નાચતા ખડા, પ્રેમથી વેંચાય રોજ પાનના પડા. ૫૬
ચોદ માળની હવેલી ખુબ બંગલો, હીંચકે પલંગ ત્યાં સુવર્ણ સાંકળો;
ભાગ્ય પાંસરેથી સર્વ વૈભવો મલ્યા, વાંકડું થતાંજ વૈભવો થકી ટળ્યા. ૫૭
દૈવ કોપતાંજ દેશપાળ કોપિયો, સેજ વાતમાં અનંત માલ લૂંટીયો;
દેશ દેશની દુકાન સર્વ અટકીયો, માલ ખોટ જોઈ જીવરાજ ફટકીયો. ૫૮
ઉઘરાણી બંધ કરજ તો ખરૂં થયું, કોઈ ધીરનાર નહી નામ ડુબીયું;
કરજદારે ઘેરિયો દેવાળું ફુંકીયું, એ પ્રકારે પાપ દ્રવ્ય બસ્ત થઈ ગયું. ૫૯
હાયદૈવ હાયદૈવ કાંઈ નવ રહ્યું, છપન ઉપર ભેર જાન ભૂંગળું થયું;
નાત શેઠ તે હવે નકો કરે કહ્યું, બ્રહ્મભોજ્ય દાન પૂન્ય કાંઈ ના થયું. ૬૦
ભાગલી દશાએ તોલ ભાગતો ગયો, મહા દરિદ્રતામાં આહાર ચોગણો થયો;
બહુ ખરાબ:સ્ત કારભાર ના રહ્યો, માનહીન બાપડો ફરે વલ્યો વલ્યો. સિ. ૬૧
એ હેવાલમાં જુવાની થોડી ગૂજરી, સ્ત્રી પ્રવૃત્તિયે જણી ખરાબ દીકરી;
લોભ લાભ પુત્ર તે સમે ગયા મરી, મહાદુ:ખાંહી સાંભર્યાં શ્રીહરી. ૬૨
કાલ પેંગડેથી વૃદ્ધ ઘોડલે ચડયો, ટેક લાકડી લગામ શ્વેત કાકડો;
વેગ હીન ચાલતો તેજો કદી પડયો, માન ચાબખાની ચોંપથી કરે ખડો. ૬૩
કાલનું ભરેલ દેહવાણુ પુરીયું, આ ભવાબ્ધિ તીર નામ નર્મદા ગયું;
ચક્રપાણુ ઓરસંગ ઘાટ છીપિયું, શ્રીકુબેર સોમનાથ ભેટવું થયું. સિ. ૬૪
તીર્થ વાસિ વિષ્ણુભક્તને મલ્યો જઈ, તેમને સમાગમે કથારૂચી થઈ;

તે સમે સુસંગ મિત્ર તે મળ્યો તહીં, ભેટતાં પ્રવૃત્તિ ભ્રાંતિ વેગલી રહી. ૬૫
વરણુ વેષ ફેરવ્યો નવો ધર્યો લહી, વૃદ્ધ જેષ્ટ જોઈ લાજ પૂરમાં વહી;
તે વધ્યા પછી પટંતરો રહ્યો નહીં, તે પછી સુસંગ મિત્ર ઓળખ્યો સહી. ૬૬
ઓળખ્યા પછી ફરી મળ્યો હશી ઘશી, ભેદ ભાગતાં પ્રવૃત્તિભ્રાંતિ ગઈ ખશી;
પૂર્વની વિવેક વાત ચીત્તમાં વસી, સાંભરી નિવૃત્તિ નારીને થયો ખુશી. ૬૭
મિત્ર મેળવો નિવૃત્તિ નાર આ ક્રમે, શીવરાજ શાંતી માત ભેટવો નમે;
દેહમાંથી લઈ જશો વિદેહમાં કીમે, તો તમારો પાર મૂળ આનંદશું અમે. ૬૮
એ પ્રકારે જીવરાજની ફરી મતી, તે સમે સુસંગ તે થયો દયા પતી;
સુણી બોધ જીવરાજને થઈ ગતી, બ્રહ્મભાવથી જડી પ્રકાશ પદ્ધતી. ૬૯
મનસ્વસુર સુબુદ્ધિ સાસુ એકઠાં કર્યાં, પૂર્વની નિવૃત્તિ રાણી ચિત્તમાં ધર્યાં;
કોટિ વર્ષનાં વિયોગ ફેરાણાં હર્યાં, અસલનું મળ્યું કુટુંબ દુઃખ વિસર્યાં. ૭૦
નિવૃત્તિ નાર સંગ પ્રિતડી થઈ ઘણી, જીવરાજ વશ કર્યો નિવૃત્તિયે ધણી;
પ્રથમ ભક્તિ દીકરી નિવૃત્તિયે જણી, જીવરાજ શેઠને ગઈ વધામણી. ૭૧
તે સમે આનંદી ચિત્ત શેઠનું થયું, કાંઇ ન રાખીયું કને સહુ સમર્પીયું;
નવ પ્રકાર ભક્તિનું સ્વરૂપ સાધીયું, તે સ્વરૂપ જોઈ પ્રેમ રૂપ વાધીયું. ૭૨
પ્રેમનો ભરેલ શેઠ નાચતો ફરે, રોમ હર્ષ ગાય ગદગદ સ્વરે;
પાય ઘુઘરાં સતાર વાજતા કરે, સમસ્વર ભલાથી તાન ગાન ઉચરે. ૭૩
ભક્તિ પાંચ વર્ષની થતાં પિતા ડરે, સ્ત્રીનિવૃત્તિથી વૈરાગ્ય પુત્ર અવતરે;
હર્ષનો ભરયો વધાઇ મસ્તકે ધરે, વણ સુસંગ વાત ચીત કાંઇ ના કરે. ૭૪
જ્ઞાન પુત્ર તે પછી થયો નિવૃત્તિને, ગઇ વધામણી વિવેક શેઠની કને;
સમર્પણે કર્યું સહુ તદા વિવેકને, વિધિ નિષેધના વિવેકની રહી બને; ૭૫
જ્ઞાનને વૈરાગ્ય પુત્ર હાથમાં ધરે, સ્ત્રી નિવૃત્તિ ભક્તિ પુત્રી સાથ સંચરે;
યોગ્ય માર્ગમાં સુસંગ આગવા કરે, લિંગ દેહ ત્યાગીને વિદેહ પરવરે. ૭૬
ત્યાં ગયા પછી સ્વધર્મમાં ધસ્યો વળી, જીવરાજ શીવરાજમાં ગયો ભળી;

પરમશાંતી માત આવી તે સમે વળી, શોકમોહ જન્મ મરણની પીડા ટળી. ૭૭
જીવરામ ભટ નામ ગામ ધોલકું, ઔળક દ્વિજાત બામણોલનું પખું;
તે નરે વીવેક વાત જોઈને લખ્યું, આ અધ્યાત્મ દીપ જીવ શીવ પારખું. ૭૮
આ વળી નવીન ગ્રંથથી વિચારજો, ઘણીક વાતનો પડંતરો ખુલી જશે;
લિંગ દેહ જીવને વણિક પ્રમાણજો, શેઠને વણિક વિષે નભેદ આણજો. ૭૯
ધામ જે વૈકુંઠ પુર્વ દેશ જાણજો, શીવરાજ નામ વિષ્ણુ દેહ માનજો;
જીવરાજ તેજ લિંગ દેહ ભાખજો, શાંતિ માત તેજ મુક્તિ દેહ જાણજો. ૮૦
મન ભળે કુબુદ્ધિ માત દામલીન થાય, મન મલીનમાં પ્રવૃત્તિ ભ્રાંતીજ ભરાય;
તે પ્રવૃત્તિ ભ્રાંતિથી કુકર્મ કાંઈ કરાય, તે કુકર્મ બાંધી જીવ દેહમાં ભરાય. ૮૧
ભ્રાંતિ તામસીથી ભ્રમણુતાં અજાણ થાય, રજગુણી પ્રવૃત્તિથી વિચારમાં પડાય;
મનમળે સુબુદ્ધિમાં ન દામલીન થાય, નિર્મળી નિવૃત્તિશુદ્ધ સાત્વિકી જણાય. ૮૨
પ્રથમ મુખ્ય મુખ્ય તીર્થ શેવના હજો, તીર્થ શેવતાં કથાતણી રૂચી થજો;
કથા રૂચી થતાં સુસંગ મિત્ર ભેટજો, મિત્ર ભેટતાં પ્રવૃત્તિ ભ્રાંતિ છાંડજો ૮૩
પ્રવૃત્તિ ભ્રાંતિ તજી નિવૃત્તિ ચિત્ત રાખજો, નિવૃત્તિ ચિત રાખી ભક્તી સ્વાદચાખજો
ભક્તિને નવે પ્રકારમાં રમાડજો, તે રમાડતાં પ્રભુથી પ્રેમ આણજો. સિ. ૮૪
પ્રેમ આણતાં વૈરાગ્ય તુર્ત આવશે, તે સમે પ્રપંચ વાત તુચ્છ લાગશે;
જ્ઞાન આવતે વૈરાગ્યમાં ઠરી જશે, તે સમે વિવેક સત્યદાર્થનો થશે. સિ. ૮૫
વિધિ નિષેધના બધા અનીત્ય જાણશો, તે સમે સમાધિ ગોગ માર્ગ ઝાલશો;
યોગ માર્ગ ઝાલી લિંગ દેહ ભાંગશો, લિંગ દેહભાગિ જીવ શિવ થઈ જશો. ૮૬
સંવત અઢાર પડવો પોષ માસનો, આ નવીન ગ્રંથ પૂર્ણ તે સમે બન્યો;
હું કવી અજાણ દોષ રસ્વ દીર્ઘનો, જાણતો નથી સુધારજો કવી જનો. ૮૭



## વૈરાગ્ય વિષે પદ, રાગ ભેખરે ઉતારો રાજા ભરથરી.

### પદ ૧ લું.

ત્યાગ ન ટકેરે વૈરાગ્ય વિના, કરિયે કોટી ઉપાયજી;
અંતર ઊંડી ઇચ્છા રહે, તે તો કયમે ન તજાયજી. ત્યાગ. ૧
વેશ લીધોરે વૈરાગ્યનો, દેશ રહી ગયો દુરજી;
ઉપર વેશ આછો બન્યો, માંહિ મોહ ભરપુરજી. ત્યાગ. ૨
કામ ક્રોધ મદ લોભનું, જયાં લગી મુળ ન જાયજી;
સંગ પ્રસંગે તે ઉપજે, ઇંદ્રિ વિષે આકારજી. ત્યાગ. ૩
ઉષ્ણ રતેરે અવની મધ્યે, બીજ ન દીશે બહારજી;
ઘન વરસે વન પાંગરે, ઇંદ્રિ વિષે વિકારજી. ત્યાગ. ૪
ચમક દેખીને લોહચળે, ઇંદ્રિ વિષય સંજોગજી;
અણુ ભેટેરે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી. ત્યાગ. ૫
ઉપર તજેને અંતર ભજે, એમ ન સરે અરથજી;
વંઠયો વરણા શ્રમથી, અંતે કરશે અનરથજી. ત્યાગ. ૬
ભ્રષ્ટ થયોરે જોગ ભોગથી, જેમ વણસ્યું દુધજી;
ગયુંરે ઘૃત માંહી માખણ થકી, આપે થયુંરે અશુદ્ધજી. ત્યાગ. ૭
પળમે જોગી પળમે ભોગી, પળમાં ગ્રહસ્થને ત્યાગજી;
નિષ્કુળા નંદ એ નરનો, વણુ સમજયો એ વૈરાગ્યજી. ત્યાગ. ૮

### પદ ૨ જું. રાગ ઉપર પ્રમાણે.

હું બલિહારી એ વૈરાગ્યને, ઉપન્યો જેહને અંગજી;
ચૌદ લોક ચતુર ધા, ન ગમે કોયનો સંગજી. હું બલિ. ૧
સુખ ન ઇચ્છેરે સંસારનું, સમજે સુપન સમાનજી;
વાત ગમેરે વૈરાગ્યની, તન સૂખ ત્યાગવા તાનજી. હું બલિ. ૨
દૂખી દેખીરે આ દેહને, રહે રાજી તે મનજી;

અનરથનુંરે આધાર છે, એમ જાણી ન કરે જતનજી. હું બલિ. ૩
રાત દિવસે રૂદિયા વિષે, વરતે એમ વિચારજી;
આ હું કોણને જઇશ ક્યાં, કરૂં તેહનો નિરાધારજી. હું બલિ. ૪
કરૂંરે ઉપાય હવે તેહનો, ડાળી દેશ વિદેશજી;
કોઇરે ઉગારે મને કાળથી, સોંપુ તેહને આ શીશજી. હું બલિ. ૫
રહે આતુરતા અંતર ઘણી, દેખી દેહ અનિત્યજી;
સુખે ને માનેરે સંસારનું, ન કરે કોય શું પ્રીતજી. હું બલિ. ૬
એવોરે વિચાર આવ્યા વિના, ન હોય તન સુખ ત્યાગજી;
ઉપરનો લાગે લજામણો, વગોણા સરખો વૈરાગ્યજી. હું બલિ. ૭
હરિ ગુરૂ દેવે દયા કરી, આપે એહ વિચારજી;
નિષ્કુળા નંદ નિશંક થઈ, સેજે તારિયા સંસારજી. હું બલિ. ૮

---

## પદ ૩ જું. ઉપર પ્રમાણે.

જોગી જીવોરે એવા જક્તમાં, સગા સૌના સોયજી;
શત્રુ શોધતાં સંસારમાં, જેને ન મળે કોયજી. જોગી. ૧
સ્થાવર જંગમ સ્થુલ સુક્ષમ, ચાર વરજે જે જનજી;
મન કર્મ વચને આવે નહીં, દયા દિલે અનંતજી. જોગી. ૨
નિર વૈર એવાં નીરખી, દયા દુષ્ટને ન હોયજી;
દુજાતો સરવે દયા કરે, જયારે એવાને જોયજી. જોગી. ૩
દેહ શીર દુખ ભોગવે, કરે સુખનો ઉપાયજી;
આત્મ દરસી આનંદમાં રહે, સુખમાં સદાયજી. જોગી. ૪
ભુલ પોતાની ભાસે નહીં. ત્રૈણે કાળમાં તનજી;
નિષ્કુળાનંદ એમ સમજી, જોગી ન કરે જતનજી. જોગી. ૫

સમાપ્ત.

# અગાઉથી આશ્રય આપનાર સદગ્રહસ્થોનાં મુબારક નામ.

અમદાવાદ. (૯૩)

૧૦ શા. માહાસુખરામ ગુલાબચંદ.
૧૦ શા. પાનાચંદ ઝવેરચંદ.
૧૦ શા. મણીચંદ જેચંદ.
૫ શા. ખેમચંદ ઝવેરચંદ.
૪ શા. ચુનીલાલ નાનચંદ ગાંધી.
૨ શા. નરોતમ પરશોતમ.
૨ શા. જગજીવનદાસ માહાસુખરામ
૨ શા. વાડીલાલ ફુલચંદ.
૧ શા. ગીરધરલાલ વ્રજલાલ.
૧ ભા. ગગલ નારણદાસ.
૧ ભા. રણછોડ રાઇચંદ.
૧ શા. દલસુખ બલાખીદાસ.
૧ શા. નાથાભાઈ મગનલાલ.
૧ શા. લખમીચંદ ખેમચંદ.
૧ શા. પોચાલાલ પીતાંબર.
૧ શા. છોટાલાલ માહાસુખરામ.
૧ શા. વાડીલાલ ચુનીલાલ ગાંધી.
૧ શા. માણેકલાલ પાનાચંદ.
૧ મેહેતા. ગુલાબચંદ હીરાચંદ હા. વાડીલાલ.
૧ શા. પુંજાલાલ ત્રીભોવનદાસ.
૧ શા. પુંજાલાલ મોતીલાલ.
૧ શા. જમનાદાસ સાંકલચંદ.
૧ શા વલમજી અમીચંદ કચ્છી.
૧ શા. વાડીલાલ મોતીલાલ.
૧ શા. ચુનીલાલ નરશીદાસ.
૧ ખત્રી. મોરારજી ધનજી.
૧ વકીલ. ત્રીકમલાલ ઉગરચંદ.
૧ શા. જગજીવનદાસ મંછારામ.
૧ શા. હીરાલાલ જેસંગભાઈ.
૧ શા. નારણદાસ તારાચંદ હા. ગીરધરભાઈ.
૧ શા. પાનાચંદ નરશી ગોંડળવાળા.
૧ બાઈ સંતોકબાઈપંચભાઇનીપોળ.
૧ શા. ગીરધરલાલ કેવળદાસ.
૨ શા. શામળદાસ ધુરમચંદ હા. મણિકભાઈ.
૧ રા. રા. ભાઇદાસ બેચરદાસ.
૧૦ શા. મોહનલાલ જમનાદાસ મ૦
૧ શા. મોહનલાલ જમનાદાસ.
૧ વૈદ છગનલાલ ઇશ્વરદાસ.
૧ શા. બલાખી મોતીલાલ.
૧ શા. શોમચંદ માહાસુખરામ.
૧ શા. માધવલાલ શોભારામ.
૧ શા. નગીનદાસ છોટાલાલ.
૧ શા. નકરાલાલ જીુકાલાલ.
૧ શા. હરીલાલ છોટાલાલ.
૨ શા. મગનલાલ ગોપાલદાસ.

---

સાણંદ. (૪૫)

૫ શા. રાઘવજી પ્રેમચંદ.
૫ શા. સાંકલચંદ પોપટભાઈ.
૫ શા. ઉજમસી માણેકચંદ.
૩ શા. રાઘવજી ભાણજી.
૧ શા. ભુરાભાઈ અભેચંદ જૈનશાળાના સેક્રેટરી.
૧ શા. કેસવજી રઘુભાઈ.
૧ શા. પ્રાગજી નારણ.
૧ શા. પોપટ હીમચંદ.

૧ શા. કચરા પોપટભાઈ.
૧ શા. ચુનીલાલ બાઇચંદ.
૧ શા. નગીનદાસ મલુકચંદ.
૧ શા. નાગર સુંદર.
૧ શા. મગનલાલ ઘેલા.
૧ શા. માવજી ચતુર.
૧ શા. ખુશાલ આણંદજી.
૧ શા. મગનલાલ ખીમચંદ.
૧ ગાંધી ગુલાબચંદ ગોકલ.
૧ શા. શીવલાલ હીમજી રાણપરના.
૧ શા. કસ્તુર છગનલાલ ખંભાતવાળા
૧ પટેલ. હરીભાઈ ગોપાલદાસ
૧ પટેલ. ડોશાભાઈ ગોપાલદાસ.
૧ પટેલ. વખતચંદ કાનજી.
૧ પટેલ. લલુભાઈ નારણદાસ.
૧ પટેલ. છગનલાલ મોતી.
૧ ભા. કપુર નરસીદાસ.
૧ ભા. અંબારામ કલ્યાણદાસ.
૧ ભા. કેસવજી મોતીચંદ.
૧ બાઈ અચીબાઈ શા. હઠી નેમચંદની વીધવા.
૧ બેન મોતી શા. જીવણ પોપટની દીકરી.
૧ ભાવસાર. બાઈ નાથી.
૧ ભાવસાર. બાઈ જીવી.

---

મુંબાઇ બંદર (૬૬)
મારફતીયા પ્રેમચંદ અભેચંદ. જૈન સ્થાનકવાશી મંડળીના ઓનરેરી મેનેજર મારફત (૩૦)

૧૦ શેઠ. મદનજી જુઠાભાઈ.
૪ મારફતીયા. પ્રેમચંદ અભેચંદ મેનેજર.
૪ શેઠ. દેવજીભાઈ જુઠાભાઈ.
૪ શા. ગીરધરભાઇ સુંદરજી.
૪ શા. માધવજી કેસવજી.
૨ શા. દામોદર જુઠાભાઈ.
૨ શા વેલજી જાદવજી.

---

શા. ઉભાયા હેમરાજની કંપની મારફત. (૨૪)
૧૦ શા. ઉભાયા હેમરાજ.
૫ શા. દેવજી ગંગાજર.
૫ શા. નેણશી વીરમ.
૧ શા. કાનજી માંગજી.
૧ શા. ખીમજી રવજી.
૧ શા. ઉભાયા રતનશી.
૧ શા. રાજપાળ ધારશી.

---

૧૦ શા. ભીમસી લખમસી ભાતબજાર
૨ શા. લાલચંદ અંદરજી મોટીબજાર

---

સુરત બંદર. (૪૭)
શા. તારાચંદ ઉતમચંદ મારફત. હરીપરા (૨૬)
૧૦ શા. તારાચંદ ઉતમચંદ.
૫ શા. જીવણલાલ તારાચંદ.
૫ શા. મંછુભાઈ દાબાભાઈ વકીલ
૨ શા. ફુલચંદ ગુલાબચંદ.
૧ શા. લલુભાઈ ફકીરચંદ.
૧ શા. સાકરચંદ મોતીચંદ.
૧ શા. લલુભાઈ પ્રાણજીવનદાસ.

૧ શા. ચુનીલાલ મોતીચંદ મારવાડી સગરામપરામાં.

---

મારફતીઆ કસ્તુરચંદ પાનાચંદ હા. બાઇ વીજકોર મારફત (૨૧) ઠા. ગોપીપરા.
૧૦ વકીલ ભગુભાઈ ડાહ્યાભાઈ.
૫ શા. ઉદેચંદ ઇછાચંદ વખારવાળા.
૫ ઝવેરી. ફતેભાઈ હીરાચંદ.
૧ વકીલ. મગનલાલ પ્રેમચંદ.

---

## રાજકોટ. (૧૭)

રાજકોટ નકાભાઈ જૈનશાળા મારફત (૧૪).
૧ રાજકોટ જૈનશાળા હા. હરખચંદ હેમરાજ.
૧ ધીયા. ઠાકરસી મકનજી.
૧ કોઠારી ઠાકરશી દેવકરણ.
૧ મા. પોપટ પીતાંબર.
૧ ખંઢેરીયા. કાનજી ગાંગજી.
૧ ખંઢેરીયા. હરખચંદ હેમરાજ.
૧ શા. મલુકચંદ ફુલચંદ.
૧ પારેખ. ગીરધર વાઘજી.
૧ માસ્તર. અજરામર જગજીવન.
૧ મોદી. વીરચંદ વખતચંદ.
૧ દેશાઈ. કેવળચંદ મુલચંદ.
૧ મા. કરશનજી ગોકલ.
૧ ઘેવરીયા દેવીદાસ લખમીચંદ. પોરબંદરવાળા.
૧ દોશી. આણંદજી ડાહ્યાભાઈ.
૨ મા. છોટાલાલ સોમચંદ હા. સોમચંદભાઈ.
૧ શા. મોહનલાલ પોપટભાઈ.

---

## અંજાર કચ્છ (૨૦)

શા. કરમચંદ ધરમશી મારફત ૧૦
૧ શા. કરમચંદ ધરમશી.
૧ દોસી મુળજી લાલજી.
૧ શા. પરશોતમ ઠાકરશી.
૨ મેતા. ગુલાબચંદ તેજપાળ.
૧ શા. દેવકરણ ઝવેરચંદ
૧ શા. દેવકરણ કચરા ખીડોઇવાળા
૧ મેતા. પોપટ વસ્તા.
૧ મેતા. જેરાજ લખમશી.
૧ મેતા. મેઘજી અમરચંદ હા. લખમીબાઈ.

---

ભણશાલી શંભુભાઈ ટોકરશી મારફત
૧ ભણશાલી શંભુભાઇ ટોકરશી.
૧ મા. પોપટ જીવરાજ હા. લાલચંદ.
૧ ગાંધી માણેકચંદ હેમચંદ હા. વાલબાઈ.
૧ શા. સાકરચંદ હેમચંદ.
૧ મેતા. કચરા ગોકલ હા. ચાંપાબાઈ
૧ મા. ઘેલા જીવરાજ હા. પુરીબાઈ.
૧ મા. રતનશી દામજી હા. પુત્રીબાઈ
૧ દોશી. છબીલદાસ મુલચંદ. હા. લખમીબાઈ.
૧ મા. શંભુ જીવરાજ હા. સુંદરબાઇ.
૧ મા. મોતીચંદ ભાણજી હા. જેઠીબાઈ.

---

ખેડા. (૧૨)
ભા. મગનલાલ અમરચંદ મારફત.
૨ ભા. મગનલાલ અમરચંદ.
૨ ભા. મુળજી ત્રીભોવનદાસ.
૨ ભા. નથુભાઈ અમરચંદ
૧ ભા. હરગોવન ગબલદાસ.
૧ ભા. છોટાલાલ રાયચંદ.
૧ ભા. કીશોર પરશોતમ.
૧ ભા. મગનલાલ હરગોવનદાસ.
૧ ભા. હરગોવન બેચર.
૧ ભા. સકરા પાનાચંદ.

---

જેતપર. (૧૧)
મેતા. ભગવાનજી નરભેરામ મારફત.
૨ મેતા. ભગવાનજી નરભેરામ.
૧ શા. પાનાચંદ કરમચંદ.
૧ શા. જીવરાજ દેવચંદ.
૧ શા. હંશરાજ ઝવેરચંદ.
૧ કોઠારી. વનમાળી રામજી.
૧ મા. અવચળ દેવચંદ.
૧ શેઠ. પ્રાણશંકર જગનનાથ.
૧ વકીલ. કાળીદાસ હેમશી.
૧ વકીલ. અભેચંદ કાળીદાસ.
૧ શા. કાળીદાસ કલ્યાણજી.

---

નાર. (૧૦)
શા. વખતચંદ મુળચંદ મારફત.
૪ શ્રી નારના સ્થાનક ખાતે.
૧ શા. વખતચંદ મુળચંદ.
૧ શા. છગનલાલ ડાહ્યાભાઈ.
૧ શા. છોટાલાલ ગલાબચંદ.
૧ પટેલ. ભાઇલાલ નાથાભાઈ.
૧ પટેલ. ફુલાભાઇ બાબરભાઇ.
૧ પટેલ. મોતીભાઈ ગબડદાસ.

---

બોટાદ. (૧૦)
ગાંધી રતનશી અમરચંદ મારફત.
૫ જૈનસ્થાનકવાશી જૈનશાળાખાતે.
૧ ગાંધી. રતનશી અમરચંદ.
૧ દોશી. શામચંદ માણેકચંદ.
૧ ગાંધી. જીવણ અમરચંદ.
૧ શા. બાવાભાઈ લલુભાઈ.
૧ ગોપાણી. મુલચંદ કરશન.

---

સુદામડા. (૧૦)
શા. ઓધવજી કલુભાઈ મારફત.
૨ શા. ઓધવજી કલુભાઈ
૨ કામદાર. સુખલાલ નથુભાઈ
૧ કામદાર. ઓઘડ વલુભાઈ
૧ માસ્તર. જીવનજી પરસોતમ
૧ શા. ખીમચંદ ખેતશી
૧ શા લાડકા વલુભાઈ
૧ કામદાર ત્રીભોવન પુંજા
૧ બાવા રામાભાઇ

---

મદ્રાસ બંદર. (૧૦)
૧૦ શેઠ. નરસીભાઈ જગજીવનદાસ
હા. પીતાંબરભાઈ નરસીદાસ

---

વટામણ. (૬)
શા પીતાંબરદાસ જેઠાભાઈ મારફત.

૨ વટામણ સ્થાનક ખાતે
૧ શા ગુલાબચંદ જીવાભાઈ
૧ ભા. જેચંદ મુલજી
૧ ભા. ફુલચંદ નારણ
૧ ભા. મોહનલાલ લલુભાઈ

---

**ગોધાવી (૬)**

શા હરીલાલ આશારામ મારફત
૧ શા હરીલાલ આશારામ
૧ શા દીપચંદ કસ્તુરચંદ
૧ શા દલસુખરામ વનમાળીદાસ
૧ શા ખુશાલ નાનચંદ
૧ શા ડાયાભાઈ પુંજાભાઈ
૧ શા નથુભાઈ જેઠાભાઈ

---

**ધોલકા. (૬)**

શા મોહનલાલ તારાચંદ મારફત
૨ શા મોહનલાલ તારાચંદ
૨ ઓવરશીયર અંબારામ જેઠીદાસ પટેલ
૧ બાઈ મથુરી બાઈ
૧ ભા. ભગવાનદાસ પીતાંબરદાસ.

---

**બરવાળા (૫)**

બાબરીયા ડાયાભાઈ મુલજી મારફત.
૧ બરવાળા જૈનશાળા ખાતે
૧ બાબરીયા ડાયાભાઈ મુલજી
૧ શા કાલીદાસ વજેચંદ
૧ શા ભુરાભાઈ રામજી
૧ પટેલ તારાચંદ ઝવેરચંદ.

---

**ચોર વડોદરા. (૫)**

શા કીશોર પરશોતમ મારફત
૫ શ્રી જૈન સ્થાનક ખાતે

---

**લખતર. (૫)**

૫ રા રા શા ગુલાબચંદ પરશોતમ

---

**વણા. (૫)**

દોશી. વીરપાલ પ્રેમચંદ મારફત:
૧ દોશી વીરપાલ પ્રેમચંદ
૧ દોશી નારણદાસ દેવકરણ
૧ શા ડાયાભાઈ જીવણ
૧ શા કસ્તુરચંદ પીતાંબરદાસ
૧ ભા. ધરમશી રામજી

---

**ઉમરાળા. (૫)**

શા. મણીલાલ ગીરધરલાલ મારફત
૧ શા મણીલાલ ગીરધરલાલ
૧ શા જેઠાલાલ શોમચંદ
૧ ભા પનજી મોનજી જૈનશાળાના સેક્રેટરી
૨ શા નારણદાસ જેઠાલાલ તરફથી જૈનશાળામાં ભેટ

**મોરબી. (૫)**

ઝવેરી ત્રીભોવન મોણશી જૈનશાળાના માસ્તર મારફત
૫ મોરબી જૈનશાળા ખાતે

---

**ખંભાત બંદર. (૭)**

૨ જૈન સ્થાનકવાશી પાઠશાળા ખાતે હા. છોટાલાલ.
૨ શ્રી સ્થાનક ખાતે. હા. શા.

પોપટલાલ વખતચંદ
૨ શા દેવચંદ ખુશલદા. બાઈચિંદન
૧ બાઈ શકરી ગલાબચંદ

---

પોર બંદર. (૪)
રા. રા. મનમોહનદાસ કપુરચંદ મારફત
૪ પોરબંદર સ્થાનક વાશી જૈનશા-
ળા ખાતે

કઠોર. (૪)
ભા. હરજીવનદાસ હેમરાજ મારફત
૧ ભા. હરજીવનદાસ હેમરાજ
૧ ભા. ફતેચંદ નારણદાસ
૧ ભા. હેમચંદ નારણદાસ
૧ ભા. ઝવેર કુબેરદાસ

---

ડાળીયા. (૪)
૨ ગોસળીયા વીરચંદ ગોબરદાસ.
૨ ગોશળીયા ગોવનજી રણછોડ

---

સરપદડ. (૩)
રા. રા. પટેલ જાદવજી મીઠામારફત.
૧ પટેલ દામોદર વાલજી
૧ મા નથુ શવજર
૧ પટેલ જાદવજી મીઠા

---

નરોડા. (૩)
૨ પટેલ કાલીદાસ ગલાબદાસ
૧ પટેલ રામભાઈ રાયજીદાસ

---

ખારોઈ કચ્છ (૩)
શા. વેરશી આસારીયા મારફત
૧ ખારોઈના સ્થાનક ખાતે
૧ શા વેરશી આસારીયા
૧ શા નારણુ પરબત

જુનાગઢ (૩)
૧ ચોકસી. નાથાભાઈ દેવચદ.
૧ શા હરખચંદ દામોદર
૧ શા ભગવાનદાસ નથુભાઈ

---

કાલાવડ. (૨)
૧ પટેલ મુલજી કાનજી. કા. જૈ.મા.
૧ વોરા ડાયા પ્રેમજી

---

આમોદ. (૨)
૨ રા. રા. સંઘાણી હીરાચંદ વેલજી

---

પાલીયાદ. (૩)
ગોપાણી વલમ કુંવરજીની મારફત
૧ ગોપાણી વલમ કુંવરજી
૧ શા હીમચંદ મેઘજી
૧ શા જશરાજ કેશવજીમોજીદડવાલા

---

મનફરા કચ્છ. (૨)
૧ શા ભારમલ મુલજી
૧ શા રાણા દેશર

---

ચોબારી કચ્છ (૨)
૧ શા માણેકચંદ મોતીચંદ
૧ કુબડીયા શીવચંદ રાયચંદ

---

પરવાળા સાણંદ થઇને (૨)
૧ શા પ્રેમચંદ વખતચંદ
૧ શા માણેકચંદ વખતચદ

---

ઓગાંજુ (૨)
૨ શા ચતુર જીવણ

---

સાયલા. (૨)
૨ વકીલ નાગરદાસ મુલચંદ

---

ધોરાજી. (૨)
કામદાર પોપટ વનમાળી મારફત.
૧ જૈનશાળા ખાતે
૧ કામદાર પોપટભાઈ વનમાળી

---

ઈયાવા સાણંદ થઈને. (૨)
૧ શા, સાંકલચંદ ધનજી
૧ શા. છગનલાલ પુનજી

---

ભાગનગરબંદર. (૨)
૧ જૈન ધર્મ સુબોધ પ્રકાશ લાયબ્રેરી ખાતે.
૧ જૈનજ્ઞાન મણી પુસ્તકાલય ખાતે હા. ચુનીલાલ

---

લીંબડી (૧)
૧ તલસાણીયા. સેહેરા દીપચંદ

---

વેરાવલ બંદર (૧)
૧ સુબોધ જૈનશાળા. હા. માસ્તર વનમાળી હેમરાજ

ખેરજ. છે (૧)
૧ શા. ભાઈચંદ ચતુર

---

ઈડર. (૧)
૧ મોદી. વીરચંદભાઈ શવજી દ ખાનાનાવ્હેકસીનેસનઈનસ્પેક્ટર

---

વઢવાણકાંપ. (૧)
૧ શા. ત્રીભોવન નથુભાઈ

---

સઈ ચીત્રોડ થઈને. (૧)
૧ પટેલ મોતીચંદ લખમીચંદ

---

કાસંદરા. (૧)
૧ ભાવસાર મગન દલીચંદ

---

બોઈકા લીંબડી થઈને (૧)
૧ શા. મુલજી માણેકચંદ

---

બકરાણા સાણંદ થઈને (૧)
૧ મોદી. નથુ સોમચંદ

---

વસો. (૧)
ભાવસાર. ભાઈલાલ જગજીવન.

---

આ પુસ્તકને છાપવા સુધારવામાં દ્રષ્ટિ દોષથી ભુલચુક રહી હોય તો પંડિતજન સુધારીને વાંચવા કૃપા કરશોજી.

લી. શા. ત્રી० ઉ०